# શકુન્તલા

(મહાકવિ કાલિદાસના નાટકની વાર્તા)

કિંમત રૂ. ૦-૨-૬

## 'ગુજરાતી' પ્રેસમાંથી પ્રકટ થયેલાં પુસ્તકો

### નવલ કથા

| પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|
| કથાસરિત્સાગર (૨ ભાગ. આવૃત્તિ ૨ જી) | ૪– ૦–૦ |
| અદ્‌ભુત વિક્રમાદિત્ય (ભાગ ૧ લો)... ... | ૧– ૦–૦ |
| ઇરાવતિ (૨ જી આવૃત્તિ) ... ... | ૧– ૮–૦ |
| સરલ કાદમ્બરી (૨ જી આવૃત્તિ)... ... | ૧– ૦–૦ |
| માલતીમાધવની વાર્ત્તા ... ... | ૦– ૫–૦ |
| વિક્રમોર્વશીયની વાર્ત્તા ... ... ... | ૦– ૩–૦ |
| શાકુંતલાની વાર્ત્તા ... ... ... | ૦– ૩–૦ |
| હાજીબાબાનાં સાહસ કર્મો ... ... | ૧– ૪–૦ |
| અરેબીયન નાઇટ્સ (૨ ભાગ પુષ્કળ ચિત્રો). (થોડા વખતમાં બહાર પડશે.) ... | |
| મુક્તમાળા ... ... ... ... | ૦–૧૦–૦ |
| હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ... ... | ૧– ૪–૦ |
| રાસેલાસની કથા ... ... ... | ૦–૧૦–૦ |
| દીનાર્બસ–રાસેલાસની કથાનો ઉત્તર ભાગ ... | ૦–૧૦–૦ |
| મુરખો ... ... ... ... | ૦– ૬–૦ |
| ચતુરસિંગ ... ... ... ... | ૦– ૪–૦ |
| ઘાસીરામ કોટવાલ ... ... ... | ૦– ૮–૦ |

### ઐતિહાસિક નવલ કથા

| | |
|---|---|
| ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ) ... ... | ૧– ૦–૦ |
| દિલ્લીપર હલ્લો (૨ જી આવૃત્તિ) ... ... | ૧– ૦–૦ |
| અરાઢમી સદીનું હિંદુસ્તાન ... ... | ૧– ૮–૦ |
| ઔરંગઝેબ અને રાજપૂતો ... ... | ૨– ૦–૦ |
| શાહજાદો અને ભીખારી (નવી આવૃત્તિ)... | ૦–૧૨–૦ |
| હેસ્ટીંગ્સની સોટી ... ... ... | ૨– ૦–૦ |
| બાજીરાવ બલ્લાળ ... ... ... | ૨– ૦–૦ |
| બેગમસાહેબ ... ... ... ... | ૨– ૦–૦ |

प्राचीन आख्यायिका माळा-१.

# शकुन्तला

(महाकवि कालिदासना नाटकनी वार्त्ता)

લખનાર

**નારાયણ હેમચંદ્ર**

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કીધું,
સાસુન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ-મુંબઇ

સં. ૧૯૭૧ ઈ. સ. ૧૯૧૫.

કિંમત અઢી આના

# સૂચના

ભારતવર્ષના શેક્ષપિયર કવિરત્ન કાલિદાસના જગપ્રિય શકુન્તલા નાટકથી કિયો ગુર્જર અજાણ્યો હશે? કાલિદાસના આ અદ્ભુત નાટકપર વિવેચનની કશી જરૂર નથી-સૂર્યને આલેખવો શો? સોનાને રસવું શું? શકુન્તલા નાટક સર્વત્ર પ્રસિદ્ધ છે. તેમાં વ્યવહારનીતિનો ઉત્તમ બોધ છે. સંસ્કૃતના જ્ઞાતાઓ તેના રસમાં લીન થઈ જાય છે. નાટકોપરથી વાર્તા લખવાનો પરિચય અંગ્રેજી ભાષામાં ઘણો છે, તે ધોરણે આ નાટકની વાર્તા બંગાલીમાં લખાઈ છે. તે પરથી આ ભાષાંતર તૈયાર કીધું છે. મૂળ કવિનો રસ જાળવવાને માટે રા. રા. ઝવેરીલાલકૃત શકુન્તલાના ભાષાંતરમાંથી પ્રસંગોપાત્ત આ કથામાં કવિતાઓ લીધી છે, તે માટે તે ગ્રંથકારનો ઉપકાર થયો છે.

# શકુન્તલા

## પ્રકરણ ૧ લું

અતિ પ્રાચીનકાળમાં, ભારતવર્ષમાં દુષ્યન્ત નામનો એક ચક્રવર્તી રાજા હતો. તે બહુ સૈન્ય સામંતને સાથે લઈ શિકારે જતો હતો. એક દિવસે સૈન્ય સામંતની સાથે શિકારે ગયો હતો, ત્યાં હરણની શોધમાં જંગલમાં ફરતાં ફરતાં, એક હરણના બચ્ચાને જોઈ, રાજા તેને તાકીને બાણ છોડવાની તૈયારી કરતો હતો; તેટલામાં હરણનું બચ્ચું તેનો અભિપ્રાય સમજ્યાથી પ્રાણ જવાના ભયે તુરત દોડવા લાગ્યું. તે વેળાએ રાજા રથમાં બેઠો હતો. તેથી સારથિને આજ્ઞા કરી કે–'હરણની પછવાડે રથ ચલાવ.' સારથિએ લગામને ઢીલી કરતાં જ ઘોડાઓ વાયુના વેગની પેઠે દોડ્યા.

થોડી વારમાં રથ હરણની પાસે પહોંચ્યો. રાજા જેવો બાણ ફેંકવાની તૈયારી કરતો હતો, એટલામાં દૂરથી બે તપસ્વીઓ ઊંચા સ્વરથી કહેવા લાગ્યા; 'મહારાજ! આ આશ્રમના હરણને મારશો ના, મારશો ના.' સારથિએ ઋષિઓનો સ્વર સાંભળી રાજાની તરફ જોઈને કહ્યું, 'મહારાજ! બે તપસ્વીઓ આ હરણને મારવાની ના પાડે છે.' રાજા તપસ્વીઓનું નામ સાંભળતાં જ ત્રણો ગભરાયલા જેવો થયો ને સારથિને કહ્યું; 'જલદી ઘોડાની લગામ ખેંચીને રથનો વેગ થોભાવ.' સારથિએ, જેવી આજ્ઞા, મહારાજ, એમ કહીને લગામ ખેંચી.

એટલામાં તપસ્વીઓ રથની પાસે આવીને કહેવા લાગ્યા; 'મહારાજ! એ આશ્રમનું હરણ છે, મારશો ના. આપનું બાણ ઘણું તીક્ષ્ણ અને વજ્રના જેવું છે, તે દુર્બળજીવ, અલ્પપ્રાણ હરણના બચ્ચા ઉપર ફેંકવા લાયક નથી. ધનુષ્યમાં જે તીર નાંખ્યું

છે, તે પાછું ખેંચી લો. આપનાં શસ્ત્ર દુર્બળની રક્ષા કરવા માટે છે, નિરપરાધીને મારવા માટે નથી.'

રાજા તે સાંભળી લજ્જાયમાન થયો ને તુરત તેણે તીર ખેંચી લઇને પ્રણામ કર્યા. તપસ્વીઓએ 'દીર્ઘાયુરસ્તુ' આમ કહી હાથ ઉંચા કરી આશીર્વાદ દીધો, અને કહ્યું, 'મહારાજ! આપ જે વંશમાં જન્મ્યા છો, તે વંશને છાજતો આપનો વિનય અને સૌજન્ય છે. અમે ઈશ્વરની પાસે પ્રાર્થના કરીએ છિએ, 'આપને પુત્ર-લાભ થાવ, અને તે પુત્ર સસાગરા, સદ્વીપા પૃથ્વીનો અદ્વિતીય અધિપતિ થાવ.' તે સાંભળીને રાજાએ પ્રણામ કરીને કહ્યું, 'બ્રાહ્મણનો આશીર્વાદ હું માથે ચઢાવું છું.'

ત્યાર પછી તાપસોએ કહ્યું, 'મહારાજ! આ માલિની નદીને કિનારે, અમારા ગુરુ મહર્ષિ કણ્વનો આશ્રમ દેખાય છે. જો કાર્યમાં કંઈ હાનિ ન થતી હોય તો ત્યાં જઇને અતિથિસત્કાર ગ્રહણ કરો, અને તપસ્વીઓ કેવા નિર્વિઘ્નથી ધર્મકાર્યનાં અનુ-ષ્ઠાન કરે છે, તે જોઇને જાણશો કે, આપના ભુજબળથી ભૂમંડળ કેવું ચાલે છે?' આ સાંભળીને રાજાએ પૂછ્યું, 'શું મહર્ષિ આશ્ર-મમાં છે?' તપસ્વીઓએ કહ્યું, 'ના મહારાજ! તેઓ આશ્રમમાં નથી. હમણાં જ પોતાની કન્યા શકુન્તલાના ઉપર અતિથિઓનો સત્કાર કરવાનો ભાર મૂકી, તેની દુર્દૈવશાંતિને માટે તે સોમતીર્થ તરફ ગયા છે.' 'રાજાએ આવું વચન સાંભળીને કહ્યું, 'મહર્ષિ આશ્રમમાં નથી, તેને માટે કંઈ પણ ચિંતા નથી. હું, અવિલંબે, તેમનું તપોવન જોઈ, આત્માને પવિત્ર કરું છું.' તે વેળાએ તાપ-સોએ કહ્યું, 'ત્યારે અમે જઇએ છિયે' એમ કહીને ત્યાંથી તેઓ ચાલ્યા.

ત્યાર પછી રાજાએ સારથિને કહ્યું, 'સૂત! રથ ચલાવ, તપોવન જોઇને આત્માને પવિત્ર કરીએ.' સારથિને ભૂપતિની આજ્ઞા મળ્યાથી ફરી રથ ચલાવ્યો. રાજા કેટલેક દૂર જઇને આસપાસનો દેખાવ જોઇને બોલ્યો, 'સૂત! કોઈ કહેતું નથી, તોપણ આ સ્થળ તપોવન તરીકે જણાય છે. જો! તરુની નીચે કોટ-

રમાં વસતા શુકના મુખમાંથી ગરેલા નીવારો તરુની નીચે પડેલા છે, તપસ્વીઓ જેનાથી ઇંગુદીફલ ભાંગે છે, એવા પાષાણો તેલ-વાળા પડેલા છે. જો પેલી કુશવાળી જમીન ઉપર હરિણનાં બચ્ચાં નિર્ભયતાથી ચરે છે; અને યજ્ઞના ધુમાડાને લીધે આ વૃક્ષના નવ પલ્લવો ઝાંખા થઈ ગયા છે.' આ સાંભળીને સારથિએ કહ્યું, 'મહારાજ! યથાર્થ આજ્ઞા કરો છો.'

રાજા થોડોક આગળ ચાલીને સારથિને કહેવા લાગ્યો, 'સૂત! આશ્રમને પીડાદાયક થવું ન જોઇએ, એટલા માટે આ જગાએ જ રથને થોભાવ, હું ઉતરું છું.' સારથિએ લગામ ખેંચી, એટલે ઘોડા અટક્યા. ત્યાર પછી રાજા રથમાંથી બહાર નિકળી પોતાના શરીર-તરફ નજર કરીને બોલ્યો, 'સૂત! તપોવનમાં વિનીત વેશથી પ્રવેશ કરવો જોઇએ, એટલા માટે ધનુષ અને સઘળા અલંકાર અહિંઆં રાખી જાઉં છું.' એમ કહીને રાજાએ સઘળા અલંકાર સૂતના હાથમાં આપ્યા અને કહ્યું, 'ઘોડાઓને આજે ઘણો પરિ-શ્રમ થયો છે, એટલા માટે આશ્રમવાસીઓનાં દર્શન કરીને હું પાછો ફરું, તે સમયમાં તારે ઘોડાઓને ધમારીને સારી પેઠે વિશ્રામ કરાવવો.' સારથિને આવી આજ્ઞા આપીને રાજાએ તપોવનમાં પ્રવેશ કર્યો.

રાજા જેવો તપોવનમાં પ્રવેશ કરે છે, તેવો તેનો જમણો હાથ ફરકવા લાગ્યો. રાજા, તપોવનમાં પ્રેમસૂચકનાં આ લક્ષણ જોઈ આશ્ચર્ય પામીને મનમાં કહેવા લાગ્યો, આ આશ્રમપદ શાન્તર-સાસ્પદ છે, તથાપિ મારો જમણો હાથ ફરકે છે. આવી જગાએ મારા જેવા માણસને આવા શુભ ફળલાભની સંભાવના કયાંથી હોય? અથવા ભવિષ્યનાં દ્વાર સર્વત્ર થઈ શકે છે. આવી રીતનો મનમાં વિચાર કરતો કરતો ચાલે છે, એટલામાં 'પ્રિયસખિ! આ બાજુએ, આ બાજુએ,' આવા શબ્દો રાજાને કાને પડ્યા. રાજા આ શબ્દો સાંભળીને કહેવા લાગ્યો, 'બગીચાની દક્ષિણ તરફ સ્ત્રીની વાતચિત થતી સંભળાય છે, શું થાય છે તેની તપાસ કરવી જોઇએ.'

આવું કહીને રાજા જરા આગળ ચાલે છે, એટલામાં રાજાએ જોયું કે, ત્રણ નાની ઉમ્મરની તપસ્વિકન્યાઓ નાના ઘડા કેડમાં લઇને તેવતી ઝાડને પાણી સિંચવાને આવે છે. રાજા તેઓનું સૌંદર્ય જોઈ આશ્ચર્ય થઇને કહેવા લાગ્યો; આ આશ્રમવાસિની છે, તથાપિ તેમના જેવી રૂપાળી સ્ત્રી મારા પોતાના અંતઃપુરમાં નથી. આજે જાણ્યું કે, બગીચાની વેલ સૌન્દર્યગુણથી વનલતાની પાસે પરાજય પામી. આવું કહીને ઝાડની છાયામાં ઉભો રહી, રાજા આંખની પાપણ હલાવ્યા સિવાય તેમને જોવા લાગ્યો.

શકુન્તલા, અનસૂયા અને પ્રિયંવદા નામની બે સખીઓની જોડે બગીચામાં આવી અને તેઓએ ઘડા ભરી ઝાડોને તથા વેલાને પાણી સિંચન કરવાનો આરંભ કર્યો. અનસૂયાએ મશ્કરીમાં શકુન્તલાને કહ્યું, 'સખિ ! હું ધારું છું કે, પિતા કણ્વ તારા કરતાં આશ્રમનાં ઝાડોને વધારે ચાહે છે. જો કે તું નવમાલિકાના પુષ્પ જેવી કોમળ છે, તથાપિ તને ઝાડને પાણી સિંચવાને લગાડી છે.' શકુન્તલા જરા હસીને બોલી, 'સખિ અનસૂયે ! કેવળ પિતાએ આજ્ઞા આપી છે, તેથી જ હું પાણી સિંચવાને આવી છું, એટલું જ નહિ પણ મારે એઓના ઉપર ભાઈ બહેનનો સ્નેહ છે. પ્રિયંવદાએ કહ્યું, 'સખિ શકુન્તલે ! ઉનાળામાં જે વૃક્ષને ફૂલ આવે છે, તેઓને પાણી પાવાનું કામ પૂરું થયું; આવ, હવે જેઓના ઉપર ફૂલો આવવાનો સમય જતો રહ્યો છે, તેઓને પાણી પાઇએ.' આવાં પ્રિયંવદાનાં વાકય સાંભળી સર્વ એકત્ર થઈ તે ઝાડોને પાણી પાવા લાગી.

રાજા આ સર્વ જોઇને તથા સાંભળીને, આનંદ તેમ જ આશ્ચર્ય પામીને મનમાં ને મનમાં કહેવા લાગ્યો. આ કણ્વતનયા શકુન્તલા જણાય છે. મહર્ષિ અતિ કઠોર જણાય છે. આવા કોમળ શરીર ઉપર કેવી રીતનાં વલ્કલ પહેરાવ્યાં છે ! અથવા જેમ પ્રફુલ્લ કમળ શૈવાલના યોગે કરીને અધિક શોભે છે, જેમ પૂર્ણ ચંદ્રમા કલંકના સ્પર્શથી વધારે સુંદર દેખાય છે, તેમ આ સર્વાંગ-

સુંદરી, વલ્કલ પહેર્યાં છતાં જેનું વર્ણન નહિ થઈ શકે, એવી મનોહારિણી થઈ છે. જેઓનો આકાર સ્વભાવથી જ સુંદર છે, તેઓને વળી અલંકારોની શી જરૂર?

**શકુન્તલા** જળસિંચન કરતાં કરતાં સામે જોઇને સખીઓને સંબોધીને બોલી; 'સખિ! જો જો, હવાના બોજાથી ધ્રુજતા વૃક્ષનાં નવાં પાંદડાં હાલે છે; જણાય છે કે, તેઓ જાણે આંગળીની સંજ્ઞાથી મને બોલાવે છે. એટલા માટે હું તેની પાસે જાઉં છું.' એમ કહીને કાંપતા ઝાડની નીચે જઇને ઉભી. આ જોઇને **પ્રિયંવદા** મશ્કરીમાં બોલી, 'સખિ! અહિંઆં થોડો વખત રહે.' **શકુન્તલાએ** પૂછ્યું, 'શા માટે સખિ!' **પ્રિયંવદાએ** તેના ઉત્તરમાં કહ્યું, 'તું પાસે હોવાથી જાણે કંપાયમાન વૃક્ષ અતિમુક્તલતાની જોડે મળ્યું હોય, તેમ દેખાય છે.' આ સાંભળીને **શકુન્તલા** જરા હસીને બોલી, 'સખિ! એટલા જ માટે તને **પ્રિયંવદા** કહે છે.'

રાજા, **પ્રિયંવદાની** મશ્કરી સાંભળીને ઘણો જ ખુશ થઇને મનમાં ને મનમાં કહેવા લાગ્યો—'**પ્રિયંવદાએ** જે કહ્યું છે, તે ખરેખરું છે, કેમકે **શકુન્તલાના** અધરમાં નવપલ્લવશોભાની ઉત્પત્તિ થઈ છે, બન્ને હાથો કોમળ વિટપની શોભાને ધારે છે, અને નવયૌવન વિકસિત કુસુમોની પેઠે સર્વાંગમાં વ્યાપી રહેલું છે.'

**અનસૂયા** બોલી, '**શકુન્તલે**! તેં નવમાલિકાનું વનતોષિણી નામ પાડ્યું છે, તેણે સ્વયંવરા થઇને કાંપતા ઝાડનો આશ્રય લીધો છે.' **શકુન્તલા** આવાં વચન સાંભળીને વનતોષિણીની પાસે જઇને ખુશી થતી કહેવા લાગી, 'સખિ **અનસૂયે**! જો એઓ બન્નેનો કેવો રમણીય સમય આવ્યો છે. નવમાલિકા, વિકસિત નવકુસુમથી સુશોભિત થઈ છે, અને આશ્રય આપનાર ઝાડ પણ ફળના ભારથી લચી રહેલું છે.' બન્ને આવી રીતે વાતચિત કરે છે, એટલામાં **પ્રિયંવદાએ** હસ્તે મુખે **અનસૂયાને** કહ્યું, '**અનસૂયે**! શા માટે **શકુન્તલા** સર્વદા વનતોષિણીના ઉપર ઉત્સુક આંખથી જુએ છે, એ તું જાણે છે?' **અનસૂયાએ** તેના ઉત્તરમાં કહ્યું,

'નહિ સખિ! હું જાણતી નથી, શું છે, તે કહે જોઇએ.' પ્રિયંવદા બોલી, 'શકુન્તલા આવું ધારે છે કે, જેમ વનતોષિણી આશ્રયદાતાની જોડે મળી છે, તેમ મને પણ યોગ્ય વર મળે.' આ સાંભળીને શકુન્તલા બોલી, 'એ તારી પોતાના મનની વાત છે.'

શકુન્તલા આમ કહીને પાસે એક માધવીલતા હતી, તે તરફ જઇને હૃષ્ટ મનથી પ્રિયંવદાને કહેવા લાગી, 'સખિ! તને એક પ્રિય સંવાદ આપું છું. માધવીલતાના મૂળથી લઇને છેડે સૂધી ફૂલની કળીઓ નિકળી છે.' તેના ઉત્તરમાં પ્રિયવંદા બોલી, 'સખિ! હું પણ તને એક પ્રિય સંવાદ આપું છું કે, તારો વિવાહ પાસે આવ્યો છે.' શકુન્તલા આ સાંભળી જરા બનાવટી ક્રોધ દેખાડીને કહેવા લાગી, 'આ વાત તારા મનની બનાવટ છે, હું સાંભળવા ઇચ્છતી નથી.' પ્રિયવંદાએ કહ્યું, 'સખિ! હું મસ્કરી કરતી નથી. પિતાના મુખથી સાંભળ્યું છે, તેમ જ કહું છું. માધવીલતાને કળીઓ ફૂટી છે, એ તને શુભસૂચક છે.' બન્નેની આવી રીતની વાતચિત સાંભળીને અનસૂયા હસતી હસતી કહેવા લાગી, 'પ્રિયવંદે! આથી જ શકુન્તલા માધવીલતાને મનપૂર્વક પાણી સિંચે છે, અને સ્નેહવાળી આંખથી જુએ છે.' આ સાંભળીને શકુન્તલા બોલી, 'એટલા જ માટે નહિ, પણ માધવીલતા મારી બહેન છે, એ વાસ્તે જ હું એને મનપૂર્વક પાણી સિંચુ છું, અને સ્નેહપૂર્વક જોઉં છું.'

આવું કહીને શકુન્તલાએ માધવીલતામાં પાણી સિંચવાનો આરંભ કર્યો. એ વેળાએ એક મધુકર માધવીલતાની એક સુંદર કળીમાં મધુ પીતો હતો. પાણી વેલમાં નાખતાં જ માધવીલતાને છોડીને ફૂટેલા પુષ્પના ભૂલાવામાં પડીને મધુકર શકુન્તલાના પ્રફુલ્લ મુખકમલ ઉપર બેસવાની તૈયારી કરતો હતો. ભમરાને મુખ ઉપર બેસતો જોઇને શકુન્તલા હાથરૂપી પલ્લવને હલાવીને નિવારણ કરવા લાગી. દુર્વૃત્ત મધુકર તથાપિ નિવૃત્ત થયો નહિ. ગુણ ગુણ કરતો તે ગાલની આસપાસ ફરવા લાગ્યો. આથી શકુ-

ન્તલા ઘણી જ અધીર થઇને બોલી ઉઠી–'સખિ! બચાવો, દુર્વૃત્ત મધુકર મને ઘણો ત્રાસ આપે છે.' આવાં શકુન્તલાનાં વચન સાંભળીને બન્ને જણીઓ હસ્તી હસ્તી કહેવા લાગી, 'સખિ! અમારામાં બચાવવાની શી શક્તિ છે? દુષ્યન્તને બોલાવ, રાજાઓ જ તપોવનની રક્ષા કરે છે.' આટલામાં ભ્રમરાએ તેને ઘણી જ પીડા કરવાનો આરંભ કર્યો, તેથી શકુન્તલાએ કહ્યું, 'જુઓ આ દુર્વૃત્ત કોઇપણ રીતે રોકાતો નથી; હું અહિંથી જાઉં છું.' આમ કહી ત્રણ ચાર પગલાં આગળ ચાલીને બોલી, 'શી આફત! અહિં પણ વળી મારી જોડે જોડે જ આવે છે, સખિ! બચાવો.' આ વેળાએ પણ તેઓએ ફરીથી કહ્યું, 'પ્રિય સખિ! અમને બચાવવાનો અધિકાર શો? દુષ્યન્તને સંભાર, તે તને બચાવશે.'

રાજા આવાં વચનો સાંભળીને મનમાં ને મનમાં કહેવા લાગ્યો, આ વેળાએ તેઓની સમક્ષમાં પ્રકટ થવાનો ઉત્તમ લાગ છે, પરંતુ રાજા તરીકે ઓળખાણ આપવાની ઇચ્છા થતી નથી. શું કરવું જોઇએ? અથવા અતિથિભાવથી હાજર થઇને અભય વચન આપું. આવું મનમાં નક્કી કરીને, રાજા દોડતો તેઓની સામે આવ્યો અને કહેવા લાગ્યો, 'પુરુવંશથી ઉત્પન્ન થયેલો દુષ્યન્ત દુર્વૃત્તોને શાસન કરનાર હાજર હોય ત્યાં કોનું સામર્થ્ય છે કે, મુગ્ધ સ્વભાવની તપસ્વિકન્યાઓની જોડે અશિષ્ટ વ્યવહાર કરે!!'

તપસ્વિકન્યાઓ, એક અજાણ્યા મનુષ્યને સામે ઉભેલો જોઇને પહેલાં તો ઘણી જ સંકુચિત થઈ ગઈ. થોડી પળ પછી અનસૂયા બોલી, 'મહાશય! એવો કંઈ અનિષ્ટ બનાવ બન્યો નથી. આ દુષ્ટ મધુકર અમારી પ્રિય સખી શકુન્તલાને ઘણો જ આકુલ કરતો હતો, એથી તે કંઇક ગભરાતી હતી. રાજાએ જરા હસીને શકુન્તલાને પૂછ્યું, 'કેવી રીતે તપસ્યાની વૃદ્ધિ થાય છે?' શકુન્તલા લજ્જાથી જડીભૂત અને નમ્રમુખી થઈ રહી. તેણીએ કંઈ પણ ઉત્તર દીધો નહિ. અનસૂયાએ શકુન્તલાને ઉત્તર આપવામાં પરાંગમુખી જોઈ રાજાને કહ્યું, 'હા, મહાશય! તપસ્યાની વૃદ્ધિ

થાય છે; હમણાં અતિથિવિશેષના સમાગમલાભથી સવિશેષ વૃદ્ધિ થઈ છે.' પ્રિયંવદા શકુન્તલાને સંબોધીને બોલી, 'સખિ, જા, જા, જલદીથી ઝુંપડીમાં જઇને અર્ઘપાત્ર લઈ આવ; પાણી લાવવાની જરૂર નથી. આ ઘડામાં પાણી છે, તેનાથી પગ ધોવાની ક્રિયા થશે.' રાજાએ કહ્યું 'નહિ નહિ આટલાં આતુર ન થાવ. મધુર સંભાષણથી જ આતિથ્ય થયું છે.' ત્યાર પછી અનસૂયા બોલી, 'મહાશય! ત્યારે આ શીતળ સપ્તપર્ણની ગાદી ઉપર બેસીને શ્રમને દૂર કરો.' આ સાંભળીને રાજાએ કહ્યું, 'તમે પણ ઝાડને પાણી પાવાથી ઘણાં થાકયાં પાકયાં છો, થોડોક કાળ વિશ્રામ કરો.' પ્રિયંવદા બોલી, 'સખિ શકુન્તલે! અતિથિનું કહેવું માન્ય કરવું જોઇએ; આવો, આપણે પણ બેસીએ.' ત્યાર પછી સર્વ બેઠાં.

આવી રીતે સર્વ બેઠા પછી શકુન્તલા મનમાં ને મનમાં કહેવા લાગી–શા માટે આ અપરિચિત માણસને નિહાળીને મારા મનમાં તપોવનથી વિરુદ્ધ ભાવ ઉદય થાય છે? એવું કહીને તે તેનું નામ, ઠામ, જાતિ, વ્યવસાયાદિ સવિસ્તર જાણવાને માટે ઘણી જ ઉત્સુક થઈ. રાજા તાપસકન્યાઓને જોઇને બોલ્યો, 'તમારું એક સરખું રૂપ, સરખી ઉમર, સરખો વ્યવસાય છે; એથી તમારી મિત્રતા અતિ રમણીય થઈ છે. પ્રિયંવદાએ અનસૂયાના કાનમાં કહ્યું, 'સખિ! આ માણસ કોણ છે? જો, એ કેવો સૌમ્ય મૂર્ત્તિવાળો છે, કેવી ગંભીરાકૃતિ છે, કેવો પ્રભાવશાળી છે. અજાણ્યો હોવા છતાં મધુર વાતચિતથી લાંબા વખતનો ઓળખાણવાળો હોય, એવો સુહૃદયના જેવો જણાય છે.' અનસૂયાએ કહ્યું, 'સખિ! મને પણ આ વિષયની અજાયબી ઉત્પન્ન થાય છે, ઠીક પૂછો.' આમ કહીને તેણે રાજાને સંબોધીને કહ્યું, "મહાશય! આપની મધુર વાતચિત સાંભળીને પૂછવાની હિમત કરું છું કે, આપે કિયા રાજર્ષિવંશને અલંકૃત કર્યું છે? કિયા દેશને હમણાં આપના વિરહથી મુઝાવો છો? શા માટે આવા સુકુમાર થઇને તપોવનદર્શનનો પરિશ્રમ સ્વીકાર્યો છે?" આ સાંભળીને શકુન્તલા

મનને ઉપદેશ આપીને મનમાં કહેવા લાગી,–'હૃદય! શા માટે તું ઉતાવળું થાય છે, તું જેને માટે વ્યાકુળ થાય છે, તે અનસૂયાએ પૂછ્યું છે.'

રાજા, આ પ્રશ્નો સાંભળીને મનમાં વિચાર કરવા લાગ્યો, હવે કેવી રીતે ઓળખાણ આપું. જો ખરી ઓળખાણ આપું તો સર્વ પ્રકાશિત થઈ પડશે. એવું મનમાં બોલીને થોડો વાર વિચાર કરીને પછી બોલ્યો, 'ઋષિતનયે! હું આ રાજ્યમાં ધર્માધિકારમાં નિમાયલો છું, પુણ્યાશ્રમ દર્શનના પ્રસંગમાં આ તપોવનમાં આવ્યો છું.' આ સાંભળીને અનસૂયા બોલી, 'આજે તપસ્વીઓના મોટાં સૌભાગ્ય છે; મહાશયના પધારવાથી તેઓને ઘણો જ પરિતોષ થશે.' આવી રીતની વાત થવા લાગી, પરંતુ પરસ્પરનાં દર્શનથી રાજા અને શકુન્તલાનાં મન ચંચળ થયાં; અને બંનેના આકારથી અને ઇસારતથી ચિત્તમાં ચાંચલ્ય સ્પષ્ટ જણાવવા લાગ્યાં. અનસૂયા અને પ્રિયંવદા, તે બંનેનો ભાવ સમજીને શકુન્તલાના કાનમાં કહેવા લાગી, 'પ્રિય સખિ! આજે પિતા આશ્રમમાં હોત તો જીવનસર્વસ્વ દઇને પણ આ અતિથિને તુષ્ટ કરત.' શકુન્તલા આ સાંભળીને કૃત્રિમ ક્રોધ દેખાડીને બોલી, 'તમે કંઈ મનમાં આણીને જ આ વાત કહો છો. હું તમારી વાત સાંભળનાર નથી.'

રાજા શકુન્તલાનો સવિશેષ વૃત્તાન્ત જાણવા માટે ઘણો જ આતુર થયો. અનસૂયા અને પ્રિયંવદાને સંબોધીને બોલ્યો, 'હું તમારી સખીના વિષે કંઈ પૂછવાની ઇચ્છા કરું છું.' તેઓએ રાજાનાં આવાં વચન સાંભળીને કહ્યું, 'મહાશય! આપનું પધારવું અનુગ્રહપાત્ર છે. જે કંઈ ઇચ્છા હોય, તે ખુશીની સાથે પૂછો' રાજાએ કહ્યું, 'મહર્ષિ કણ્વ કૌમાર બ્રહ્મચારી છે. ધર્મના વિચારમાં અને બ્રહ્મોપાસનામાં ઘણા નિમગ્ન છે! મૂળથી સ્ત્રી પરણ્યા નથી, એ છતાં તમારી સખી તેમની પુત્રી છે, એ કેમ સંભવે, એ હું સમજી શકતો નથી.'

રાજાનાં આવાં વચન સાંભળીને **અનસૂયાએ** જવાબ આપ્યો, 'મહાશય! અમે પ્રિય સખીનો જન્મવૃત્તાંત જેવો સાંભળ્યો છે તેવો કહીએ છિયે તે સાંભળો. કદાચ તમે સાંભળ્યું હશે કે, **વિશ્વામિત્ર** નામનો એક અતિ પ્રભાવશાળી રાજર્ષિ છે, તેમણે એક વેળાએ **ગોમતી** તીરે અતિ કઠોર તપસ્યાનો આરંભ કર્યો હતો. આથી દેવતાઓએ ઘણા શંકિત થઈ, રાજર્ષિની સમાધિભંગ કરવા માટે, **મેનકા** નામની અપ્સરાને મોકલી હતી. **મેનકા** તેના આશ્રમમાં આવી માયાજાળ વિસ્તારવા લાગી, તેથી મહર્ષિની સમાધિ ભંગ થઈ. **વિશ્વામિત્ર** અને **મેનકા** અમારી સખીના પિતા-માતા છે. નિર્દય **મેનકા** તરતની અવતરેલી કન્યાને અરણ્યમાં પડતી મૂકીને સ્વસ્થાનમાં ચાલી ગઈ. અમારી સખી વિજન વનમાં અનાથા પડી રહી. એક પક્ષી, કોઈ અનિર્વચનીય કારણથી સ્નેહ-વશ થઇને પોતાની પાંખો ફેલાવી રક્ષણ કરવા લાગ્યું. દૈવયોગે, તાત **કણ્વ** ફરતા ફરતા તે વેળાએ તે જગાએ જઈ પહોંચ્યા. તરતની જન્મેલી કન્યાને તેવી અવસ્થામાં પડેલી જોઇને તેમના અંતઃકરણમાં કારુણ્યરસનો આવિર્ભાવ થયો. તેમણે તરત આશ્રમમાં આણીને, પોતાની કન્યાની પેઠે લાલન પાલન કરવાનો આરંભ કર્યો, અને પેલો શકુન્ત અર્થાત્–પક્ષી પાલન કરતો હતો, એથી એનું નામ **શકુન્તલા** પાડ્યું.'

રાજા **શકુન્તલાનો** જન્મવૃત્તાંત સાંભળીને બોલ્યો, 'હા આમ થવું સંભવે છે, નહિ તો માનવીમાં શું આવું અલૌકિક રૂપલાવણ્ય સંભવે? જમીનમાંથી કદી પણ જ્યોતિર્મય વીજળીની ઉત્પત્તિ થતી નથી.' **શકુન્તલા** આ સાંભળીને લજ્જાથી નમ્રમુખી થઈ, **પ્રિયંવદા** હસ્તેમુખે **શકુન્તલાની** તરફ નજર કરીને, રાજાને સંબોધી બોલી, 'મહાશયના આકાર અને ઇસારતથી જણાય છે કે હજી કંઈ પૂછવા ઇચ્છો છો.' **શકુન્તલા**, રાજા જાણે નહી તેમ, **પ્રિયંવદાના** ઉપર ભવાં ચઢાવીને અને આંગળીથી ઇસારત કરીને તર્જન કરવા લાગી. રાજાએ કહ્યું, 'સારી રીતે

જાણવા તમારી સખીના સંબંધમાં મારે બીજું કંઇ પૂછવાનું છે.' પ્રિયંવદાએ કહ્યું 'આપ શામાટે સંકુચિત થાવ છો ? જે ઇચ્છા હોય તે ખુશીથી પૂછોને.' ત્યારે રાજાએ પૂછ્યું, 'તમારી સખી, જ્યાં સૂધી વિવાહ નથી કરતી, ત્યાં સૂધી જ માત્ર તાપસ વ્રત સેવ્યા કરશે, અથવા આખી ઉમ્મર સૂધી હરિણીઓના સહવાસમાં કાળ ગમન કરશે,' તેના ઉત્તરમાં પ્રિયંવદાએ કહ્યું, 'તાત કણ્વે સંકલ્પ કર્યો છે કે જ્યાં સૂધી અનુરૂપ વર ન મળે ત્યાં સૂધી શકુન્તલાનો વિવાહ કરીશ નહિ.' આ વાત સાંભળીને રાજા ઘણો જ હર્ષિત થઇને મનમાં ને મનમાં કહેવા લાગ્યો–'ત્યારે મને શકુન્તલા મળવી, એ ઘણી અસંભવિત નથી; હૃદય ! આશા ધર, હમણાં સંદેહ દૂર થયો છે; તું જેની અગ્નિશંકા કરતો હતો, તે સ્પર્શસુખ શીતલ રત્ન થયું છે.'

શકુન્તલા બનાવટી કોપ દેખાડીને બોલી, 'અનસૂયે ! હું જાઉં છું, હવે અહિં રહીશ નહિ.' અનસૂયાએ પૂછ્યું, 'સખિ ! શા વાસ્તે !' શકુન્તલાએ જવાબ આપ્યો, 'પ્રિયંવદા જે મુખમાં આવે છે તે કહે છે. તે હું જઇને આર્યા ગૌતમીને કહી દઇશ.' અનસૂયા બોલી. 'સખિ ! અભ્યાગત મહાશયની હજી સેવા કરવામાં આવી નથી. વિશેષતઃ આજે તારા ઉપર અતિથિસેવા કરવાનો ભાર છે. એટલા માટે એને છોડીને તને જવું ઉચિત નથી'. શકુન્તલા કંઈ જવાબ ન આપતાં જવા લાગી. તે વેળાએ પ્રિયંવદા શકુન્તલાને અટકાવીને બોલી, 'સખિ ! તું જઈ શકીશ નહિ. મારો તારી પાસે એક પાણીનો ઘડો ઉધાર છે તે જ્યારે વાળીશ, ત્યારે હું તને જવા દઇશ.' એમ કહીને શકુન્તલાને બળપૂર્વક જતાં રોકી. શકુન્તલા, થોડી ક્રોધાયમાન થઇને જ્યારે કર્જ ફેડવા માટે ઘડો લઇને પાણી લાવવાને તૈયાર થઈ, ત્યારે રાજા પ્રિયંવદાને સંબોધીને બોલ્યો, 'તાપસકન્યે ! તમારી સખી વૃક્ષસિંચનથી ઘણી જ થાકી ગઈ છે; હવે એને ઘડાવડે પાણી આણવાને વધારે શ્રમિત કરવી ન જોઇએ. હું તમારી સખીનું કર્જ ફેડું છું.' એવું કહીને,

રાજાએ પોતાની આંગળીમાંની વીંટી કાઢીને પાણીના ઘડાના મૂલ્યસ્વરૂપ, પ્રિયંવદાના હાથમાં આપી.

અનસૂયા અને પ્રિયંવદા વીંટીમાંના મુદ્રિત નામાક્ષર વાંચીને આશ્ચર્ય પામીને એક બીજાનાં મુખ જોવા લાગી. વીંટીમાં દુષ્યન્ત નામ મુદ્રિત હતું; આપતી વેળાએ રાજાને તેનું સ્મરણ રહ્યું નહોતું. હવે તે આત્મપ્રકાશ સંભાવના દર્શનથી સાવધાન થઇને બોલ્યો, 'મુદ્રિત નામ જોઇને તમે વિચાર કરશો ના. હું રાજાનો કામદાર છું. આ તેમનું પ્રસાદચિહ્ન સ્વરૂપ છે. એમણે સ્વનામાંકિત વીંટી આપી છે.' પ્રિયંવદા રાજાનો છળ સમજી શકયાથી બોલી, 'મહાશય! ત્યારે આ વીંટી આંગળીથી દૂર કરવી નહિં જોઇએ. આપના વચનથી જ એ કર્જથી મુક્ત થઈ છે.' 'પછી જરા હસીને શકુન્તલાના તરફ જોઇને બોલી, 'સખિ શકુન્તલે! આ મહાશય અથવા મહારાજે, તને ઋણમાંથી છોડાવી છે; ઇચ્છા હોય તો જા.' શકુન્તલા મનમાં ને મનમાં કહેવા લાગી, આ માણસનો પરિત્યાગ કરીને જવું, એ અસાધ્ય છે. ત્યાર પછી તેણે પ્રિયંવદાને કહ્યું 'હું જાઉં અથવા ન જાઉં, તેમાં તને શું પંચાત?'

રાજા શકુન્તલાની તરફ નજર કરીને મનમાં ને મનમાં કહેવા લાગ્યો, 'હું જેમ તેની તરફ છું, તેમ એ મારી તરફ છે કે નહિ, તે હું સમજી શકતો નથી. અથવા, હવે બીજો સંદેહનો વિષય શો? કારણ મારી જોડે વાત કરતી નથી, તથાપિ હું જ્યારે વાત કરવાનો આરંભ કરું છું, ત્યારે તે એકચિત્ત થઇને સ્થિર કર્ણથી સાંભળે છે; આંખ આંખની જોડે મળે છે, કે તરત મ્હોં ફેરવી દે છે; તથાપિ બીજી બાજુએ પણ વધારે વાર જોતી નથી. અંતઃકરણમાં અનુરાગ સંચાર ન થવાથી આવો ભાવ ઉત્પન્ન થતો નથી.'

રાજા અને તાપસકન્યાઓમાં આવી રીતની વાતચીત થાય છે, એટલામાં એકાએક થોડે છેટે અતિ મહાન્ ગડબડ ઉઠી, અને કોઈ કહેવા લાગ્યા; 'હે તપસ્વીઓ! મૃગયાવિહારી રાજા દુષ્યંત

સૈન્ય સામન્તની જોડે તપોવનની પાસે આવી ચઢ્યા છે, માટે તમે આશ્રમમાં વસતાં પ્રાણીઓનું રક્ષણ કરવામાં સાવધ થાઓ. વિશેષતઃ એક આરણ્ય હસ્તી રાજાનાં રથદર્શનથી ઘણો જ ભયભીત થઇને તપસ્યાના મૂર્તિમાન્ વિઘ્ન સ્વરૂપ, ધર્મારણ્યમાં પ્રવેશ કરે છે.'

તાપસકન્યાઓ આ વચનો સાંભળીને ઘણી જ વ્યાકુળ થઈ. રાજા વિરક્ત થઇને મનમાં કહેવા લાગ્યો કે, 'કેવી આપદા!! અનુયાયી માણુસોએ મારી શોધમાં આવીને તપોવનને પીડામાં નાંખ્યું છે. ગમે તેમ હો. હમણાં ત્વરાથી જઇને તેઓને વારવા જોઇએ.' અનસૂયા અને પ્રિયંવદા બોલ્યાં, 'મહારાજ! જંગલના હાથીની વાત સાંભળીને અમે ઘણાં વ્યાકુળ થયાં છિયે; અનુમતી દો, એટલે અમે ઝુંપડીમાં જઇએ.' રાજાએ આતુરતાથી કહ્યું, 'તમે ઝુંપડીમાં જાવ અને હું પણ તપોવનની પીડા દૂર કરવા માટે જાઉં છું.' અનસૂયા અને પ્રિયંવદા જતી વેળાએ બોલ્યાં, 'મહારાજ! ફરી અમે આપનું દર્શન કરવાની ઇચ્છા રાખીએ છિયે. આપનો યથાયોગ્ય અતિથિસત્કાર કરવામાં આવ્યો નથી, એ વાસ્તે અમે ઘણાં લજ્જાયમાન થઇએ છિયે.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'નહિ નહિ, તમારાં દર્શનથી જ મારો જેટલો જોઇએ, એટલો સત્કારલાભ થયો છે.'

ત્યાર પછી સર્વ જવા નિકળ્યાં. શકુન્તલા, બે ત્રણ પગલાં આગળ ચાલીને છલકમથી કહેવા લાગી, 'અનસૂયે! કુશનો કાંટો મારા પગમાં વાગ્યો છે અને ઘા થયો છે, તેથી હું જલદીથી ચાલી શકતી નથી. વળી મારું વલ્કલ ઝાડના ડાળામાં ભરાઈ ગયું છે. થોડીવાર થોભ એટલે હું તે છૂટું કરું.' આમ કહીને, વલ્કલ દૂર કરવાને બહાને વિલંબ લગાડીને, શકુન્તલા સતૃષ્ણ નેત્રથી રાજાને જોવા લાગી. રાજા પણ મનમાં કહેવા લાગ્યો, 'શકુન્તલાને જોઇને હવે મને નગર જવાનો અનુરાગ નથી; એટલા માટે તપોવનની પાસે છાવણી નાંખું. કેવું આશ્ચર્ય! હું કોઈ પણ

રીતે મારા ચંચળ ચિત્તને શકુન્તલાથી દૂર કરી શકતો નથી.' એમ વિચારતો વિચારતો નીચેની આર્યા બોલ્યો.

**ગીતિ.**

શરીર આગળ જાયે, પાછળ ચિતડું તણાય પરવશ એ;
ધ્વજ પડે રેશમની, ઉડે પવન જે ભણી તહીં જાએ.

---

## પ્રકરણ ૨ જું

રાજા, શિકારે આવવાની વેળાએ પોતાના પ્રિયમિત્ર માધવ્ય નામના બ્રાહ્મણને જોડે લાવ્યો હતો. રાજસહચરો હમેશાં રાજભોગમાં કાળ ગાળીને સ્વભાવતઃ અતિશય વિલાસી અને સુખાભિલાષી થઈ જાય છે. ખાવા પીવામાં, સૂવા બેસવામાં, પહેરવા ઓઢવામાં કંઈ પણ ક્લેશ થયાથી તેઓને ઘણું દુઃખદાયક જણાય છે. માધવ્ય રાજધાનીમાં અશેષ સુખભોગમાં કાળ ગાળતો હતો. અરણ્યમાં તે સર્વ સુખભોગનો સંબંધ નહોતો. તેનાથી ઉલટું સર્વ વિષયમાં વિશેષ ક્લેશ ઉપજતા હતા.

એક દિવસે પ્રભાતમાં ઉઠીને ઘણો જ ખિન્ન થવાથી માધવ્ય મનમાં ને મનમાં કહેવા લાગ્યો, 'આ મૃગયશીલ રાજાનો સોબતી થવાથી જીવ ગયો. પ્રત્યેક દિવસ પ્રાતઃકાલે મૃગયાએ જવું પડે છે, અને આ હરણ, પેલો શૂવર, આ લોંકડી, આવી રીતે કહેતાં કહેતાં મધ્યાહ્નકાળ પર્યંત જંગલોમાં ફરવું પડે છે. ગ્રીષ્મકાળમાં નાળાં અને નદીઓ ઘણું કરીને સૂકાવા માંડે છે; જે થોડું પાણી હોય છે, તે પણ ઝાડનાં સડેલાં પાંદડાં સર્વદા પડ્યાથી ઘણું જ કડવું અને તુરું થઈ જાય છે. તરસ લાગ્યાથી તે ઝેરી પાણી પીવું પડે છે. ખાવાનો સમય પણ નિયમિત રહેતો નથી. ઘણું કરીને દરરોજ અનિયમિત સમયે ખાવામાં આવે છે. ખાવાની સામગ્રીમાં સેકેલું માંસ ઘણું ખરું હોય છે. તે પણ ઘણું કરીને સારી રીતે સેકેલું હોતું નથી. વળી પ્રાતઃકાળથી લઇને મધ્યાહ્ન પર્યંત ઘોડાની પીઠ ઉપર ફર્યાથી આખા શરીરમાં વેદના થાય છે. તેથી

રાત્રિએ પણ સારી રીતે ઉંઘ આવતી નથી. છેલ્લી રાત્રે ઉંઘ આવવા માંડે છે, એટલામાં શિકારીઓ વનને ઘેરી લેવા માટે જવાની ગડબડ મચાવે છે; તેથી સવારના પહોરની ઉંઘ ઉડી જાય છે. આ સર્વ ક્લેશ તુરત દૂર થશે, તેમ હું જોતો નથી. થોડા દિવસ ઉપર અમે સઘળા પછવાડે પડ્યા અને રાજા, એકલા એક મૃગની પછવાડે પડીને તપોવનમાં દુર્ભાગ્યને લીધે શકુન્તલા નામની એક તાપસકન્યા જોઈ આવ્યા. તેને જોઈ છે, ત્યારથી નગરમાં જવાની વાત હવે મુખમાં આણતા નથી.' આવી રીતને વિચાર કરતાં કરતાં રાત્રિ જતી રહી અને પ્રભાત થયું, એક પળ પણ આંખ મીચી નહિ.

માધવ્ય આવી રીતનો વિચાર કરે છે, એટલામાં જોયું કે. રાજા મૃગયાનો વેશ પહેરીને, તે વેળાના યોગ્ય સોબતીઓથી ઘેરાઇને તે તરફ આવે છે. ત્યારે તેણે મનમાં ને મનમાં વિચાર કર્યો કે, માંદાની પેઠે થઇને રહું તો આજે વિશ્રામ કરી શકાય. એવો મનમાં નિશ્ચય કરીને, માધવ્ય ખોખરો અવાજ કરીને ઘણો જ માંદા જેવો થઇને ઉભો રહ્યો; એટલામાં રાજાને પાસે આવતો જોઇને ઘણા જ ધીરા અને માંદા માણસની પેઠે અવાજ કરીને બોલ્યો, 'વયસ્ય! મારું આખું શરીર શૂનકાર થઈ ગયું છે. હાથ ઉંચો કરવાની શક્તિ નથી, એટલા માટે કેવળ વાક્યથી જ આશીર્વાદ દઉં છું.'

રાજાએ માધવ્યને આવી અવસ્થામાં આવેલો જોઇને પૂછ્યું, 'વયસ્ય! તારું શરીર શાથી આવું થયું!' માધવ્યે કહ્યું 'શાથી થયું વળી કેમ પૂછો છો? પોતે હાડકાં ભાંગી દઇને અશ્રુપાતનું કારણ પૂછો છો!' રાજાએ કહ્યું, 'વયસ્ય! હું સમજી શકતો નથી, ખુલ્લી રીતે કહે.' માધવ્યે કહ્યું, 'નદીના કિનારા ઉપરના નાના છોડવા વળી જાય છે, તે શું પોતાની ઇચ્છાથી વળી જાય છે, અથવા નદીના વેગને લીધે એમ થાય છે?' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'નદીનો વેગ તેનું કારણ છે.' આ સાંભળીને માધવ્યે

કહ્યું, 'તેમ તમે મારા અંગવકલ્યના કારણ છો.' રાજાએ કહ્યું, 'તે કેમ?' માધવ્યે તેના ઉત્તરમાં કહ્યું, 'હું શું કહું! આમ કરવું શું ઉચિત છે કે, રાજકાર્ય છોડી દઈ વનચરનો ધંધો પકડીને દરરોજ જંગલમાં ફરો છો? હું બ્રાહ્મણનો પુત્ર છું, પણ સર્વદા તમારી જોડે મૃગની શોધમાં જંગલમાં ફરું છું. ફરી ફરીને સાંધાઓ શિથિલ થઈ ગયા છે, અને આખું શરીર શૂનકાર થઈ ગયું છે, એટલા માટે વિનયવાક્યથી હવે તો પ્રાર્થના કરું છું, કે ઓછામાં ઓછો એક દિવસ મને વિશ્રામ કરવા દો.'

રાજા માધવ્યની પ્રાર્થના સાંભળીને મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ 'આ તો આવું કહે છે. મને શકુન્તલાનું દર્શન થયું છે ત્યારથી મૃગયાવિષયમાં મન ઘણું જ નિરુત્સાહ થયું છે. ધનુષ્યમાં તીર નાંખું છું, પણ મૃગના ઉપર ફેંકતો નથી. તેઓની મુગ્ધ આંખ જોવાથી શકુન્તલાની અલૌકિક ભ્રમરવિલાસશાલી આંખો યાદ આવે છે.' માધવ્યે રાજાના મુખ ઉપર નજર પહોંચાડીને કહ્યું, 'હું જંગલમાં રોયો છું એવું જણાય છે.' રાજા જરા હસીને બોલ્યો, 'નહિ, હું બીજો કંઈ વિચાર કરતો નથી. સુહૃદ્વાક્ય ઉલ્લંઘન કરવા કર્ત્તવ્ય નથી, એ વિચારથી આજે મૃગયાથી દૂર રહ્યો.' માધવ્ય, આ સાંભળતાં જ ઘણો જ આનંદિત થઇને ચિરંજીવી થાવ, એમ કહીને જવાની તૈયારી કરતો હતો, એટલામાં રાજાએ કહ્યું, 'વયસ્ય! જઇશ ના, મારે કંઈ વાત કહેવી છે.' માધવ્યે કહ્યું, 'શી વાત, કહો જોઇએ.' શ્રવણ કરવાને આતુર થઇને ઉભો રહ્યો. રાજાએ કહ્યું, 'વયસ્ય! કોઈ અનાયાસ સાધ્ય કર્મમાં તારે મને મદદ આપવી પડશે.' માધવ્યે કહ્યું, 'હું સમજ્યો છું, હવે કહેવું પડશે નહિ. મિષ્ટાન્ન ભક્ષણમાં હું ઘણો જ નિપુણ છું ખરો, અનાયાસથી મદદ કરી શકીશ.' રાજાએ કહ્યું, 'નહિ એ નહિ, હું જે કહીશ તે.' આમ કહીને દ્વારપાળને બોલાવીને રાજાએ સેનાપતિને તેડી લાવવાનો હુકમ કર્યો.

દ્વારપાળના મુખે રાજાનું બોલાવવાનું સાંભળ્યાથી સેનાપતિ

તરત રાજાની પાસે ગયો અને 'મહારાજનો જય થાવ' આમ બોલીને બન્ને હાથ જોડીને વિનતિ કરી. 'મહારાજ! સર્વ તૈયાર છે. હવે શા માટે અનર્થ કાળ વ્યતીત કરો છો? શિકારે ચાલો.' રાજાએ કહ્યું, 'આજે માધવ્યે શિકાર કરવાના દોષોનું વર્ણન કરીને મને નિરુત્સાહ કર્યો છે.' સેનાપતિએ રાજાના અગોચરમાં ઇશારતથી માધવ્યને કહ્યું, 'સખા તું સ્થિરપ્રતિજ્ઞ થઈ રહે; હું થોડો વાર પ્રભુની ચિત્તવૃત્તિનું અનુવર્ત્તન કરું છું.' ત્યાર પછી રાજાને કહ્યું, 'મહારાજ! આ ગાંડાની વાત શા માટે સાંભળો છો? તે કોઈ વેળાએ શું નું શું બકે છે. મૃગયા અપકારી છે કે ઉપકારી છે, તેનો મહારાજેજ વિચાર કરવો જોઇએ. જુઓ પહેલાં શરીરની સ્થૂલતા અને જડતા દૂર થઇને શરીર ઘણુંજ કર્મણ્ય થાય છે; ભય જન્મવાથી અથવા ક્રોધનો ઉદય થયાથી જંતુઓના મનની ગતિ કેવી થાય છે, તે વારંવાર જણાય છે, અને ચાલતા લક્ષ્ય ઉપર તીર ફેંકવાનો અભ્યાસ કરવામાં આવે છે. મહારાજ! જો ચાલતા લક્ષ્ય ભેદવામાં પાર પડો તો ધનુર્ધરને એનાથી વધારે યશનો વિષય બીજો એકે નથી. જેઓ મૃગયાને વ્યસનમાં ગણે છે, તેઓ ઘણા જ અજ્ઞાની છે. વિચાર કરો, આવો આનંદ, આવો ઉપકાર બીજા શેમાં છે!' આવાં વચન માધવ્યે સાંભળી બનાવટી ક્રોધ દેખાડીને કહ્યું, 'અરે નરાધમ! ચુપ બેસ. હવે તને પ્રવૃત્તિ જન્મવાળી પડશે નહિ; આજે એમણે પોતાની પ્રકૃતિ મેળવી છે. હું સારી પેઠે જાણું છું, કે તું જંગલમાં ફરતાં ફરતાં એક દિવસે સિકાલોલુપ રીછના મુખમાં પડીશ.'

આવી રીતે બન્નેનો વિવાદારંભ થયેલો જોઈ રાજાએ સેનાપતિને સંબોધીને કહ્યું, 'જુઓ, આપણે આશ્રમની પાસે છિયે, એ વાસ્તે તમારા કહેવામાં હું સંમત થઈ શકતો નથી. આજે ભેંસોને બોલાવીને, નિરુદ્વેગથી જળક્રીડા કરવા દ્યો; હરણો તરુછાયામાં ટોળા બંધ થઇને ચાર ચરવા દો, શૂવરો અશંકિત ચિત્તે પલ્વલમાં મુકતા ભક્ષણ કરવા દ્યો, અને મારા તીરોને પણ

વિશ્રામ કરવા દ્યો.' સેનાપતિએ કહ્યું, 'મહારાજની જેવી અભિરુચિ.' રાજાએ કહ્યું, 'જે સઘળા મૃગયાસહચર પહેલાંથી વનમાં ગયા છે, તેઓને પાછા બોલાવો અને લશ્કરના માણસોને સારી રીતે સાવચેત કરો કે, તેઓ કોઈ રીતે તપોવનને પીડા ન આપે.'

સેનાપતિ 'જેવી આજ્ઞા' કહીને બહાર નિકળ્યો. રાજાએ મૃગયાસહચરોને મૃગયાવેશ બદલવાની આજ્ઞા કરી. તે પ્રમાણે તેઓ ત્યાંથી ગયા. રાજા અને માધવ્ય પાસેના લતામંડપમાં જઇને શીતલ શિલાની ઉપર બેઠા.

આવી રીતે બન્ને નિર્જનમાં બેઠા છે, રાજાએ માધવ્યને સંબોધીને કહ્યું, 'વયસ્ય' તેં ચક્ષુનું ફળ મેળવ્યું નથી, કારણ જોવા જેવી વસ્તુ તેં દીઠી નથી.' માધવ્યે કહ્યું, 'તમે તો મારી સામે બેઠા છો.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું 'એમ નહિ. હું આશ્રમલલામભૂતા કણ્વકન્યા શકુન્તલાના વિષયે કહું છું.' માધવ્ય કૌતુક કરવા માટે બોલ્યો, 'એ શું વયસ્ય! તપસ્વિકન્યાની ઇચ્છા!' રાજાએ કહ્યું, 'વયસ્ય! પુરુવંશીઓ એવા દુરાચારી નથી કે, જે પરિહાર્ય વસ્તુના ઉપભોગમાં અભિલાષી થાય. તું જાણતો નથી કે, શકુન્તલા મેનકાના ગર્ભથી ઉત્પન્ન થયેલી છે, અને રાજર્ષિ વિશ્વામિત્રની કન્યા છે; તપસ્વીના આશ્રમમાં પ્રતિપાલિત થઈ છે એટલું જ માત્ર. ખરી રીતે તે તપસ્વિકન્યા નથી.'

માધવ્યે શકુન્તલાના ઉપર રાજાનો પ્રગાઢ પ્રેમ થયેલો જોઇને હસતે મુખે કહ્યું, 'જેમ પિંડખજુર ખાધાથી જીભ મીઠા રસથી ખરડાય છે અને પછી આમલી ખાવાની ઇચ્છા થાય છે, તેમ સ્ત્રીરત્નભોગમાં પરિતૃપ્ત થઇને, તમે આ અભિલાષ કરો છો.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'નહિ વયસ્ય! તેં તેને જોઈ નથી, એટલા માટે જ તું આવું કહે છે. 'માધવ્યે કહ્યું,' તેમાં વળી સંદેહ શો; જે તમને આશ્ચર્ય લાગે છે, તે વસ્તુ અવસ્ય રમણીય હોવી જોઇએ.' રાજાએ કહ્યું, 'વયસ્ય! વધારે બીજું શું કહું. તેનું શરીર મનમાં આવ્યાથી મન જાણે કહેતું હોય કે

વિધાતાએ પહેલાં ચિત્ર કાઢીને પછી જીવનદાન કર્યું છે, અથવા મનમાં ને મનમાં મનોગત ઉપકરણ અંગ પ્રત્યંગો યથાસ્થાને લગાડી મનમાં ને મનમાં તેનું શરીર નિર્માણ કર્યું છે; હાથથી નિર્મિત થયાથી શરીરનું કેવું માર્દવ અને રૂપલાવણ્યની તેવી માધુરી સંભવતી નથી. તેટલા જ માટે ભાઈ, તે એક અભૂતપૂર્વ સ્ત્રીરત્નસૃષ્ટિ છે.' વળી ફરી વર્ણન કરતાં રાજાએ કહ્યું, 'વયસ્ય! સમજ, તેનું રૂપ અનાઘ્રાત પ્રફુલ્લ પુષ્પ જેવું છે. નખાઘાતવર્જિત નવ પલ્લવના જેવું છે, અપરિહત નૂતન રત્ન સ્વરૂપ છે, અનાસ્વાદિત અભિનવ મધુ સ્વરૂપ છે, જન્માન્તરીણ પુણ્યરાશિના અખંડ ફળ સ્વરૂપ છે, જાણતો નથી કે કિયા ભાગ્યવાનના ભાગ્યમાં તે નિર્મળ રૂપનો ભોગ છે.'

રાજાના મુખથી શકુન્તલાનું આવું વર્ણન સાંભળી, આશ્ચર્ય પામીને માધવ્યે કહ્યું, 'વયસ્ય, ત્યારે જલદીથી તેનું પાણિગ્રહણ કરો. જો જો તમારા વિચારમાં આવું અસુલભરૂપ નિધાન કન્યાનિધાન કોઈ જંગલી તપસ્વીના હાથમાં પડે નહિ.' રાજાએ આ સાંભળીને કહ્યું, 'શકુન્તલા નિતાન્ત પરાધીન છે; વિશેષતઃ કુલપતિ કણ્વ હાલ આશ્રમમાં નથી.' માધવ્યે કહ્યું, 'ઠીક વયસ્ય! તમને પૂછું છું, કહો જોઈએ, તમારા ઉપર તેની પ્રીતિ કેવી છે?' રાજાએ કહ્યું, 'વયસ્ય! તપસ્વિકન્યાઓ સ્વભાવતઃ અપ્રગલ્ભ સ્વભાવની હોય છે; તથાપિ તેનો આકાર ઇશારત ઉપરથી મારા ઉપર તેની પ્રીતિનાં સ્પષ્ટ ચિન્હ જોવામાં આવ્યાં છે. જ્યાં સુધી તે મારી સામે હતી, જો કે મારી જોડે વાત કરતી નહોતી, પરંતુ જ્યારે હું વાત કહેવાનો આરંભ કરતો હતો ત્યારે તે ચિત્ત લગાડીને સાંભળતી હતી, અને અમારી બન્ને આંખ મળી અને નયને નયન એકત્ર થયું ત્યારે તેણે મુખ ફેરવી દીધું, પરંતુ બીજી બાજુએ પણ વધારે વાર જોઈ શકી નહિ. વળી જવાની વેળાએ કેટલાંક પગલાં ભરીને કુશના અંકુરથી પગમાં ઘા થયો છે, તેથી ચાલી શકતી નથી, એવું બાહાનું કાઢીને ઉભી રહી, અને કુરવક

શાખામાં વલ્કલ ભરાયાં છે, એમ કહીને વલ્કલ છોડવાનું બાહાનું કાઢીને વાર લગાડી. મારી ગમ મુખ ફેરવીને સતૃષ્ણ નયનથી વારંવાર જોવા લાગી. આ સર્વ અનુરાગનાં ચિન્હો શિવાય બીજું શું થઈ શકે?' માધવ્યે કહ્યું, 'વયસ્ય! ત્યારે તમારો મનોરથ સિદ્ધ થવાને વધારે વિલંબ હવે નથી. ભાગ્યક્રમે, તપોવન તમારું ઉપવન થઈ પડશે.' રાજાએ કહ્યું, 'વયસ્ય! કિયા કિયા તપસ્વીઓ મને ઓળખી શકયા છે? કહે જોઇએ. હવે કેવા છળથી કેટલાક દિવસ તપોવનમાં રહું?' માધવ્યે કહ્યું, 'વળી બીજા છળની શી જરૂર છે! તમે રાજા છો, તપોવનમાં જઇને તપસ્વીઓને કહો કે હું રાજકર લેવા માટે આવ્યો છું. જ્યાં સૂધી તમે રાજકર આપશો નહિ ત્યાં સૂધી હું તપોવનમાં રહીશ.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું 'તપસ્વીઓ સામાન્ય પ્રજાની પેઠે રાજકર આપતા નથી; તેઓ જે રાજકર આપે છે, તે રત્નરાશિના કરતાં પણ વધારે મૂલ્યવાન્ છે. સામાન્ય પ્રજા રાજાઓને જે કર આપે છે, તે વિનશ્વર છે, પરંતુ તપસ્વીઓ તપસ્યાનો છટ્ઠો ભાગ અવિનશ્વર રાજકર આપે છે.'

રાજા અને માધવ્ય બન્ને આવી વાતચીત કરે છે, એટલામાં દ્વારપાળે આવીને કહ્યું, 'મહારાજ! તપોવનમાંથી બે ઋષિકુમાર આવીને દરવાજાપર ઉભા છે, શી આજ્ઞા છે!' રાજાએ કહ્યું, 'અવિલંબે લઈ આવો.' તે પ્રમાણે ઋષિકુમારો રાજાની સામે આવીને મહારાજનો જય થાવ, કહીને આશીર્વાદ દીધો. રાજાએ આસન ઉપરથી ઉઠીને પ્રણામ કર્યાં અને પૂછ્યું; 'તપસ્વીઓએ શી આજ્ઞા કરીને મોકલ્યા છે તે કહો.' ઋષિકુમારોએ કહ્યું; 'મહારાજ! આપ અહિં છો. આ જાણીને તપસ્વીઓએ મહારાજને વિનંતિ કરે છે કે, મહર્ષિ હાલ આશ્રમમાં નથી, એ વાસ્તે નિશાચરો યજ્ઞમાં વિઘ્ન નાંખે છે, એટલા માટે આપ તેમના આવવા સૂધી આ જગાએ રહીને તપોવનના ઉપદ્રવો નિવારણ કરવા પડશે.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'તપસ્વીઓના આ આદેશથી

અનુગૃહીત થયો. માધવ્યે આ સાંભળીને કહ્યું, 'વયસ્ય! ખરાબ શું, આ તમારા અનુકૂલ ગલહસ્ત થયું.' રાજા આ સાંભળીને જરા હસીને બોલ્યો; ત્યાર પછી દ્વારપાળને બોલાવીને કહ્યું; 'સારથિને રથ જોડવાની આજ્ઞા આપ.' ઋષિકુમારને કહ્યું, 'આપ પધારીએ; હું યથાકાલે તપોવનમાં આવું છું.' ઋષિકુમારો અતિશય આલ્હાદિત થઇને બોલ્યા, 'મહારાજ! આવા કેમ નહિ થાય? આપ જે વંશમાં જન્મ્યા છો, તે વંશમાં આપનો આ વ્યવહાર તેના યોગ્ય છે ખરો. વિપદમાં પડેલાઓને અભયપણું આપવું, એ પુરુવંશીયઓનું કુલવ્રત છે.'

આવું કહીને આશીર્વાદ લીધા પછી ઋષિકુમારો ગયા. ત્યાર બાદ રાજાએ માધવ્યને પૂછ્યું, 'વયસ્ય! જો તને શકુન્તલા જોઈ આશ્ચર્ય પામવાની ઇચ્છા હોય તો મારી સાથે ચાલ.' માધવ્યે તેના ઉત્તરમાં કહ્યું, 'તમારા મુખથી તેનું વર્ણન સાંભળીને જોવાની ઘણી ઇચ્છા થઈ હતી; પણ હાલ નિશાચરનું નામ સાંભળીને તે અભિલાષ એકીવેળાએ જતી રહી છે.' રાજા આવાં માધવ્યનાં વચન સાંભળીને જરા હસીને બોલ્યો, 'ભય શેનો, હું તારી પાસે રહીશ એટલે ભય કરવાનું બીજું કારણ નથી.' માધવ્યે કહ્યું, 'ત્યારે નિશાચરો મારું શું કરવાના?' આવી રીતની વાતચીત બન્નેમાં થાય છે, એટલામાં દ્વારપાળે આવીને કહ્યું, 'મહારાજ! રથ તૈયાર થયો છે, ચઢ્યાની વાર છે, પરંતુ વૃદ્ધ મહિષીની તરફથી ખબર લઇને કરભક રાજધાનીમાંથી હમણાં જ આવ્યો છે.' રાજાએ કહ્યું, અવિલંબે એને મારી પાસે લાવ, ત્યાર પછી કરભકે રાજાની પાસે આવીને વિનંતિ કરી, 'મહારાજ! વૃદ્ધ દેવીએ આજ્ઞા કરી છે કે આવતી ચોથને દહાડે મને એક વ્રત છે; તે દિવસે તમને ત્યાં હાજર રહેવું પડશે.'

આ તરફ તપસ્વીઓનું કાર્ય છે, અને પેલી તરફ ગુરુજનની આજ્ઞા છે, આ બન્ને અનુલ્લંઘનીય છે, આ વાસ્તે કર્ત્તવ્યનિરૂપણમાં અસમર્થ થઇને રાજા ઘણો જ આકુળ ચિત્તવાળો

થયો, અને તેણે માધવ્યને કહ્યું, 'વયસ્ય! મોટા સંકટમાં પડ્યો છું. શું કરવું જોઇએ એ નક્કી કહી શકતો નથી.' માધવ્યે મશ્કેરીમાં કહ્યું. 'શા માટે આમ થાવ છો, ત્રિશંકુની પેઠે મધ્યસ્થલમાં રહો.' આ સાંભળીને રાજાએ કહ્યું કે 'આ મશ્કેરી કરવાનો વખત નથી, ખરેખર હું ઘણો જ વ્યાકુળ થયો છું. શું કરવું જોઇએ તે સમજી શકતો નથી.' ત્યાર પછી થોડો વિચાર કરીને બોલ્યો 'સખે! મા તને પુત્ર પ્રમાણે ગણે છે; તું રાજધાનીમાં જા અને માતાનું પુત્ર કાર્ય કર. તેમને કહેજે કે, હું તપસ્વીઓના કાર્યમાં ઘણો જ ગુંથાયલો છું. એ વાસ્તે આવી શકતો નથી.' માધવ્યે તેના ઉત્તરમાં કહ્યું, 'ઠીક, હું જાઉં છું, પરંતુ તમે મને નિશાચરના ભયથી કાયર જાણતા ના.' આમ કહીને ફરી બોલ્યો, 'હમણાં હું રાજાનો અનુજ થયો છું, એટલા માટે રાજાના અનુજના પ્રમાણે જવાની ઇચ્છા કરું છું.' રાજાએ આ સાંભળીને કહ્યું, 'મારી જોડે વધારે માણસો રાખ્યાથી, તપોવનને પીડાદાયક થશે; એટલા માટે તમામ અનુચરોને તારી જોડે મોકલું છું.' આવાં રાજાનાં વચન સાંભળીને માધવ્ય ઘણો જ આલ્હાદિત થઇને બોલ્યો, 'આજે હું ખરેખરો યુવરાજ થયો.'

આવી રીતે માધવ્યને રાજધાનીમાં જવાનું નક્કી થયું, રાજાએ મનમાં ને મનમાં વિચાર કર્યો કે, 'માધવ્ય ઘણો જ ચપલ સ્વભાવનો છે અને કદાચ તે શકુન્તલાવૃત્તાન્ત અન્તઃપુરમાં પ્રકાશ કરે;' એવો વિચાર કરીને માધવ્યનો હાથ ધરીને કહ્યું, 'વયસ્ય! ઋષિઓએ કેટલાક દિવસને માટે તપોવનમાં રહેવાને માટે વિનંતિ કરી છે તેટલા જ માટે અહિં રહ્યો છું, નહિ તો ખરેખર હું શકુન્તલાલાભનો અભિલાષી થયો છું એવું નથી. મેં હમણા તારી પાસે શકુન્તલા સંબંધી જે સર્વ વાર્ત્તા કહી છે તે સર્વ મશ્કેરી માત્ર છે. તું તેને એકીવારે યથાર્થ સમજીશમાં.' માધવ્યે કહ્યું 'તેમાં સંદેહ શું, મેં પણ એકીવારે આ સઘળી કથા ખરી માની નહોતી.'

ત્યાર પછી રાજાએ તપસ્વીઓના યજ્ઞવિઘ્ન નિવારણાર્થે તપોવનમાં પ્રવેશ કર્યો; અને માધવ્ય પણ તમામ સૈન્ય સામન્ત અને સઘળા અનુયાયિકને સાથે લઇને રાજધાની તરફ જવા નિકળ્યો.

---

## પ્રકરણ ૩ જું

રાજાએ માધવ્યની જોડે સમસ્ત સૈન્ય સામંત વિદાય કરીને તપસ્વિકાર્યના અનુરોધથી તપોવનમાં રહેવા લાગ્યો; પરંતુ રાત્ર દિવસ કેવળ શકુન્તલાના વિચારમાં ઘણો જ મગ્ન થયાથી દિવસે દિવસ તેનું શરીર સૂકાવવા, મલિન અથવા દુર્બળ થવા અને સઘળા વિષયમાં ઘણો જ નિરુત્સાહવાળો થવા લાગ્યો. ખાવા પીવામાં, ફરવા હરવામાં, સૂવા બેસવામાં કોઈ જાતનું તેના મનને સુખ થતું નહોતું. કઈ વેળાએ, કિયા સ્થાનમાં ગયાથી શકુન્તલાને જોવા પામીશ, આવો વિચાર હમેશાં કરતો હતો. પરંતુ કોણ જાણે તપોવનવાસીઓ તેનો વિચાર જાણી લે, એ આશંકાથી તે હમેશાં સંકુચિત રહેતો હતો.

એક દિવસે મધ્યાહ્નકાળે રાજા નિર્જનમાં બેસીને વિચાર કરવા લાગ્યો. શકુન્તલાનાં દર્શન શિવાય હવે મારો પ્રાણ રહેવાનો બીજો ઉપાય નથી. પરંતુ તપસ્વીઓનાં કામ સંપૂર્ણ થશે ત્યારે તેઓ મને રાજધાનીમાં જવાની અનુમતિ આપશે, ત્યારે મારી શી દશા થશે! કેવી રીતે તાપિત પ્રાણને શીતળ કરીશ. ગમે તેમ હો, હમણાં કયાં ગયાથી શકુન્તલાને જોવા પામીશ. હું ધારું છું કે, પ્રિયા માલિનીતીર તરફના શીતલ લતામંડપમાં આ ગ્રીષ્મકાળ ગાળતી હશે; ત્યાં જ જઇને જોઉં, તે કદાચ ત્યાં મળશે. આવું મનમાં નક્કી કરીને તે ગ્રીષ્મકાળના મધ્યાહ્નસમયે તે લતામંડપની તરફ જવા નિકળ્યો.

પેલી બાજુએ શકુન્તલા પણ રાજદર્શનદિવસાવધિ, દુ:સહ વિરહયાતનામાં ઘણી જ હેરાન થતી હતી, ટુકામાં તેની

અને રાજાની અવસ્થામાં કોઈ પણ ભાગમાં કંઈ પણ પ્રભેદ નહોતો. તે દહાડે **શકુન્તલા** ઘણી જ અસ્વસ્થ બની હતી. અનસૂયા અને પ્રિયંવદા તેને **માલિની** તીરવર્ત્તી નિકુંજવનમાં લઈ ગઈ હતી અને તેમાં શીતલ શિલા ઉપર નવપલ્લવ અને જલાર્દ્ર, પદ્મ પત્ર વગેરેથી શય્યા તૈયાર કરીને તેમાં સૂવાડી હતી અને અશેષ પ્રકારે **શકુન્તલા**ની સેવા કરવા લાગી હતી.

રાજા ક્રમે ક્રમે તે નિકુંજવનની પાસે આવતા રસ્તામાં પગલાંનાં ચિહ્ન વગેરે જોઇને જાણ્યું કે, **શકુન્તલા** ત્યાં છે. તે થોડો આગળ વધીને લતાના અંતરાલમાંથી **શકુન્તલા**ને જોઈ ઘણો જ આનંદિત થઇને કહેવા લાગ્યો. 'આ! મારી આંખો પ્રિયાને જોઈ, શીતલ થઈ ત્રણ સખીઓમાં શી વાતચીત થાય છે તે લતાના અન્તરાલમાં ઉભો રહીને સાંભળું અને જોઉં,' આમ કહીને રાજા ઉત્સુક મનથી સાંભળવા અને સતૃષ્ણનયનથી જોવા લાગ્યો.

**શકુન્તલા**નો શરીરતાપ ઘણો જ પ્રબળ થયાથી અનસૂયા અને પ્રિયંવદા શીતલ સલિલાર્દ્ર નલિનીદલ (કમળ પત્ર) લઇને થોડોકવાર, નાંખીને પછી પૂછ્યું, 'સખિ **શકુન્તલે**! કેમ નલિની-દલવાયુ તને સુખદાયક જણાય છે?' **શકુન્તલા**એ કહ્યું, 'સખિ! તમે શું મને હવા નાંખો છો?' બન્ને આવાં **શકુન્તલા**નાં વચન સાંભળીને ઘણી જ દલગીર થઇને એક બીજાનું મુખ જોવા લાગી. વાસ્તવિક, તે વેળાએ **શકુન્તલા**, **દુષ્યન્ત**ના વિચારમાં ઘણી જ મગ્ન થઈ ગઈ. એવી વેળાએ બાહ્યજ્ઞાનશૂન્ય થઈ હતી. રાજા, આવાં **શકુન્તલા**નાં વચન સાંભળીને અને **શકુન્તલા**ની અવસ્થા જોઇને મનમાં વિચાર કરવા લાગ્યો, એને ઘણી જ અસ્વસ્થ શરીરની જોઉં છું; પરંતુ શા કારણથી આવી અસ્વસ્થ થઈ હશે? ગ્રીષ્મના પ્રાદુર્ભાવને લીધે એની એવી અવસ્થાનું કારણ છે, અથવા જે કારણથી મારી આ દશા થઈ છે, એનું પણ તે જ કારણ હશે, અથવા આ વિષયમાં હવે

સંશય કરવાની જરૂર નથી; ગ્રીષ્મદોષથી કામિનીઓની આવી અવસ્થા કોઈ પણ રીતે સંભવતી નથી.

પ્રિયંવદાએ શકુન્તલાના અગોચરમાં એટલે અનસૂયાને કાનમાં કહ્યું, 'સખિ! જ્યારથી પેલા રાજર્ષિનું પ્રથમ દર્શન થયું છે, ત્યારથી શકુન્તલા કેવી એક જાતની થઈ છે; એ કારણથી તો શું શકુન્તલાની આવી અવસ્થા થઈ નહિ હોય?' અનસૂયાએ તેના જવાબમાં કહ્યું, 'મને પણ આવુંજ ભાસે છે; ઠીક પૂછું છું.' એમ કહીને, તેણે શકુન્તલાને સંબોધીને કહ્યું, 'પ્રિય સખિ! તારા શરીરની ગ્લાનિ દહાડે દહાડે પ્રબળ થાય છે; એટલા માટે અમે તને કંઈ પૂછવા ઇચ્છીએ છિયે.' શકુન્તલાએ કહ્યું, 'સખિ! શું કહેવા ઇચ્છો છો તે કહો,' શકુન્તલાનાં આવાં વચન સાંભળીને અનસૂયાએ પૂછ્યું, 'તારા મનમાં છે તે અમે કંઈ પણ જાણતાં નથી, પરંતુ ઇતિહાસકથામાં વિરહીજનની જેવી અવસ્થા સાંભળીએ છિયે, તેવી તારી અવસ્થા થયલી અમને ભાસે છે. ગમે તેમ હો, શા કારણથી તને આટલું અસુખ થયું છે તે કહે. ખરી રીતે રોગ નિર્ણય નહિ થયાથી રોગ દૂર કરવાનો યત્ન થઈ શકતો નથી.' શકુન્તલાએ તેના ઉત્તરમાં કહ્યું, 'સખિ! મને ઘણો કલેશ થાય છે, હમણાં હું કહી શકીશ નહિ.' પ્રિયંવદાએ કહ્યું, 'અનસૂયા ઠીક કહે છે. શામાટે તું તારા મનની વેદના છૂપાવી રાખે છે? દહાડે દહાડે સૂકાતી જાય છે અને દુર્બળ થતી જાય છે. જો તારા શરીરમાં બીજું હવે શું રહ્યું છે; કેવળ લાવણ્યમયી છાયામાત્ર બાકી રહેલી છે.'

રાજા અન્તરાલમાંથી સાંભળીને કહેવા લાગ્યો, પ્રિયંવદાએ યથાર્થ કહ્યું છે. શકુન્તલાનું શરીર ઘણું જ સૂકાઈ ગયું છે અને ઘણું ફીકું પડી ગયું છે. પરંતુ કેવું આશ્ચર્ય! આવી અવસ્થામાં જોવા છતાં પણ મારા મનની અને આંખની અનિર્વચનીય પ્રીતિલાભ થાય છે.

અંતે શકુન્તલાએ મનની વ્યથા છૂપાવી રાખવી, એ અસાધ્ય

સમજી, લાંબો શ્વાસ નાખીને કહ્યું, 'સખિ! જો તમારી પાસે નહિ કહું તો બીજા કોની પાસે કહું, પરંતુ મનની વેદના જણાવીને તમને કેવળ દુઃખભાગિની કરીશ.' આ સાંભળીને અનસૂયા અને પ્રિયંવદાએ કહ્યું, 'સખિ! આ વાસ્તેજ અમે તને આટલો આગ્રહ કરીએ છિયે. શું તું જાણુતી નથી કે, આત્મીય જનની આગળ દુઃખની વાત કહેવાથી પણુ કેટલુંક દુઃખ ઓછું થાય છે.'

આ વેળાએ રાજા શંકિત થઇને મનમાં ને મનમાં કહેવા લાગ્યો, જ્યારે સુખનો સુખી અને દુઃખનો દુઃખી પૂછે છે, ત્યારે અવશ્ય એ પોતાના મનની વેદના કહે છે. પ્રથમ દર્શન દિવસે જતી વેળાએ સતૃષ્ણુ નયનથી વારંવાર જોઈ અનુરાગનાં સ્પષ્ટ લક્ષણુ દેખાડ્યાં હતાં, તથાપિ હવે શું કહેશે. એ ભયથી અભિભૂત અને મુઝાય છે.

શકુન્તલાએ કહ્યું, 'સખિ! જ્યારથી મેં પેલા રાજર્ષિને જોયો છે' આટલાં વચન બોલીને લજ્જાથી નમ્રમુખી થઈ રહી, બીજું બોલી શકી નહિ. ત્યારે તેઓ બન્ને કહેવા લાગી, 'સખિ! કહે કહે, અમારી આગળ લજ્જા વળી શી?' શકુન્તલાએ કહ્યું, 'ત્યારથી તેના ઉપર અનુરાગિણી થયાથી મારી આ અવસ્થા બની છે.' આમ કહીને તે વિષણ્ણ વદનથી અશ્રુપૂર્ણ નયનથી લજ્જાથી અધોમુખી થઇને ચૂપ બેઠી. અનસૂયા અને પ્રિયંવદા ઘણાં જ આનંદિત થઇને બોલ્યાં, 'સખિ! 'સૌભાગ્યક્રમથી તેં અનુરૂપ પાત્રના ઉપર પ્રેમ કર્યો છે, અથવા મહાનદી, સાગરને છોડીને શું કોઈ જલાશયમાં પ્રવેશ કરે છે?'

રાજા શકુન્તલાનાં વચન સાંભળીને આનંદ સાગરમાં મગ્ન થઇને કહેવા લાગ્યો, જે સાંભળવા યોગ્ય હતું તે સાંભળ્યું; આટલા દિવસ પછી મારો તાપિત પ્રાણુ શીતળ થયો.

શકુન્તલાએ કહ્યું, 'સખિ! હવે યાતના સહન કરી શકાતી નથી, હવે પ્રાણુવિયોગ થયાથી પરિત્રાણુ થાય.' પ્રિયંવદા શકુન્ત-

લાનાં આવાં વાક્ય સાંભળીને ઘણીજ શંકિત થઇને, શકુન્તલાના અગોચરમાં તેણે અનસૂયાને કહ્યું, 'સખિ! હવે એને સાન્ત્વના આપીને થંડી પાડવાનો સમય નથી; મારા મનમાં આવે છે કે હવે કાળ ગુમાવવો ન જોઇએ. ત્વરાથી કંઈ ઉપાય કરવો જોઇએ.' ત્યારે અનસૂયાએ કહ્યું, 'સખિ! જેનાથી અવિલંબે, તોપણ છૂપી રીતે શકુન્તલાનો મનોરથ સિદ્ધ થાય, એવો શો ઉપાય છે તે કહે.' પ્રિયંવદાએ કહ્યું; 'સખિ! છૂપાને માટે વિચાર છે, અવિલંબથી થવું કઠણ નથી.' અનસૂયાએ કહ્યું, 'શા વાસ્તે કહે જોઇએ.' પ્રિયંવદાએ કહ્યું, 'શું તું જોતી નથી, જ્યારથી તે રાજર્ષિએ શકુન્તલાને જોઈ છે ત્યારથી તે દિવસે દિવસ દુર્બળ અને સૂકાતો જાય છે?'

આવાં પ્રિયંવદાનાં વચનો સાંભળીને રાજા પોતાના શરીર તરફ જોઇને બોલ્યો, યથાર્થ એવું થયું છે ખરું; નિરંતર અન્તર તાપથી તાપિત થઇને મારું શરીર ફીકું જ પડી ગયું છે, અને દુર્બળ તથા સૂકાઈ પણ ઘણું જ ગયું છે.

પ્રિયંવદાએ કહ્યું, 'અનસૂયે! શકુન્તલાની પ્રણયપત્રિકા એટલે પ્રેમની પત્રિકા કરવી જોઇએ. તે પત્રિકા, હું પુષ્પમાં રાખીને નિર્માલ્યને બાને રાજર્ષિના હાથમાં આપી આવીશ.' અનસૂયાએ તેના ઉત્તરમાં કહ્યું, 'સખિ! એ આને ઉત્તમ સલાહ છે, જોઇએ હવે શકુન્તલા આ વિષયમાં શું કહે છે?' શકુન્તલાએ કહ્યું, 'સખિ! મને વળી શું પૂછો છો? તમને જે ઠીક લાગે તે કરો.' ત્યારે પ્રિયંવદાએ કહ્યું 'ત્યારે હવે વિલંબ કરવાની જરૂર નથી, મનોમત એક પત્રિકા રચ.' શકુન્તલાએ કહ્યું, 'સખિ! રચના કરું છું; પરંતુ કોણ જાણે તે કદાચ અવજ્ઞા કરે, એ વાસ્તે મારું હૃદય ધ્રૂજે છે.'

રાજા શકુન્તલાની આ શંકા સાંભળીને જરા હસીને બોલ્યો, અને તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો, 'સુંદરિ! તું જે અવજ્ઞાભયથી ભયભીત થાય છે, તે આ તારા સમાગમને માટે ઘણો ઉત્સુક

થઈ રહ્યો છે; તું જાણતી નથી, રત્ન કોઇને પણ શોધતું નથી, રત્નને ઘણા શોધે છે.'

અનસૂયા અને પ્રિયંવદા પણ શકુન્તલાની આ શંકા સાંભળીને બોલ્યાં, 'હે આત્મગુણાવમાનિનિ! શું કોઈ માણસ પાંદડાંથી શરત્કાલની જ્યોત્સ્ના નિવારણ કરી શકે છે?' શકુન્તલા જરા હસીને પત્રિકારચનામાં પ્રવૃત્ત થઈ, અને થોડીવારે બોલી, 'સખિ! રચી છે. પરંતુ લખવાની સામગ્રી કંઈ પણ નથી, શાથી લખું તે કહો.' પ્રિયંવદા બોલી, 'આ પદ્મપત્રમાં લખ.'

લખવું સંપૂર્ણ કરીને શકુન્તલાએ સખીઓને કહ્યું-'ઠીક સાંભળો જોઇએ તે ઠીક લખાઈ છે કે નહિ?' તેઓ કાન દઇને સાંભળવા લાગી. શકુન્તલાએ વાંચવાનો આરંભ કર્યો, 'હે નિર્દય! તમારું મન હું જાણતી નથી; પરંતુ હું તમારા ઉપર ઘણી જ અનુરાગિણી થઇને નિરંતર સન્તાપિત થાઉં છું.' આટલા શબ્દો સાંભળીને રાજા અન્તરાલમાં રહી શક્યો નહિ, અને એકાએક સામે આવી શકુન્તલાને સંબોધીને બોલ્યો.

ગીતિ.

'મદન તને તો શેકે, પણ બાળીને કરે મને નિત્યે;
ખાખ સમાન કૃશાંગિ, મનમાં નહિ લેશ માત્ર લે તું તે.'

અનસૂયા અને પ્રિયંવદા, એકાએક રાજાને આવેલો જોઇને ઘણાં જ હર્ષિત થયાં, અને ઉઠીને પરમ સમાદરથી સ્વાગત પૂછીને બેસવાની સંવર્દ્ધના કરી. શકુન્તલા પણ ઘણી જ વ્યસ્ત થઇને ઉઠવાની તૈયારી કરતી હતી.

ત્યારે રાજાએ શકુન્તલાને ઉઠવાની મનાઈ કરીને કહ્યું, 'સુન્દરિ! ઉઠવાની જરૂર નથી, તમારાં દર્શનથી જ સંપૂર્ણ સંવર્દ્ધના થઈ છે. વિશેષતઃ તમારું શરીર ગ્લાનિયુક્ત છે, તેથી કોઈ રીતે શય્યા છોડવી ન જોઇએ.' સખીઓએ રાજાને સંબોધીને કહ્યું 'મહારાજ! આ શિલા ઉપર બેસો.' રાજા બેઠો. શકુન્તલા લજ્જાથી ઘણી જ જડીભૂતા થઇને મનમાં ને મનમાં કહેવા

લાગી, હૃદય! જેને માટે આટલું ઉતાવળું થયું હતું, હવે તેને જોઇને શા માટે આટલું મુઝાય છે? રાજાએ **અનસૂયા** અને **પ્રિયંવદા**ને કહ્યું, 'આજ તમારી સખીને ઘણી જ અસ્વસ્થ જોવું છું.' બન્ને જરા હસીને બોલ્યાં, 'હવે સ્વસ્થ થશે.' **શકુન્તલા** લજ્જાથી અવનતમુખી થઇને બેઠી.

**અનસૂયા**એ કહ્યું, 'મહારાજ! સંભળાય છે કે રાજાઓને ઘણી રાણીઓ હોય છે. પરંતુ સર્વ પ્રેમલી થતી નથી; એટલા માટે અમે સખીને માટે અંતે મનોદુઃખ ન પામીએ.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું 'ખરું છે કે રાજાઓને ઘણી સ્રીઓ હોય છે; પરંતુ હું અકપટ હૃદયથી કહું છું કે, તમારી સખી જ મારો પ્રાણ સર્વસ્વ થશે.' આ સાંભળીને **અનસૂયા** અને **પ્રિયંવદા** ઘણી જ હર્ષમાં આવીને બોલી, 'મહારાજ! હવે અમે ફીકરવિનાની થઈ, અને મનકામના સિદ્ધ થઈ.' **શકુન્તલા** ત્યાર પછી બોલી–'સખિ! આપણે મહારાજને લખીને ઘણી જ વાતો કરી છે, તેને માટે ક્ષમા માગો.' સખીઓએ હસતાં હસતાં કહ્યું, 'જેણે વાતો કરી હોય તેણે ક્ષમા માગવી જોઇએ, બીજાને શા માટે માગવી જોઇએ?' આ સાંભળીને **શકુન્તલા**એ કહ્યું, 'મહારાજ! જો કંઈ બોલાયું હોય તો ક્ષમા કરજો.' રાજા આ સાંભળીને જરા હસ્યો.

આવી રીતની વાતચીત થાય છે, એટલામાં **પ્રિયંવદા** લતામંડપની બહાર જોઇને બોલી, '**અનસૂયે**! આ બાપડું હરણનું બચ્ચું અહિંથી તહિં નજર કરતું પોતાની માને ખોળે છે. હું એને એની મા પાસે લઈ જાઉં છું.' આ સાંભળીને **અનસૂયા** બોલી, 'સખિ! એ અતિ ચંચલ છે, તું એકલી એને પકડી શકીશ નહિ, ચાલ હું તને મદદ કરવા આવું છું.' એમ કહીને બન્ને મંડપમાંથી નિકળી. **શકુન્તલા** બન્નેને જતી જોઇને બોલી, 'સખિ! તમે બેઉ મને છોડીને ચાલ્યાં, હું હવે એકલી રહી,' તેઓએ કહ્યું, 'સખિ! એકલી તે કાં કહે છે? પૃથ્વીનાથને તારી પાસે મૂકીને જઇએ છીએ.' આમ કહી હસ્તી હસ્તી બન્ને જણીઓ લતામંડપમાંથી જતી રહી.

બન્નેને જતી રહેલી જોઇને શકુન્તલાએ કહ્યું, 'શું ખરેખર સખીઓ જતી રહી.' આ સાંભળીને રાજાએ કહ્યું 'સુંદરિ! સખીઓને માટે શા વાસ્તે આટલી ઉત્કંઠિત થાય છે? હું તમારી સખીની જગાએ રહેલો છું. જે આજ્ઞા કરશો તે તરત બજાવવા તૈયાર છું.' શકુન્તલાએ તેના ઉત્તરમાં કહ્યું, 'મહારાજ! આપ તો અતિ માન્ય પુરુષ છો, શા માટે આ દુઃખિણીને અકારણથી અપરાધિની કરો છો?' આમ કહીને શય્યા ઉપરથી ઉઠીને, શકુન્તલા જવા માંડે છે. રાજા શકુન્તલાને જતી જોઇને બોલ્યો, 'સુન્દરિ! આ શું કરો છો, તમારી અવસ્થા તો છે, તેમાં વળી મધ્યાહ્ન કાળનો અતિ તાપનો સમય છે; આ અવસ્થામાં આ સમયમાં લતામંડપમાંથી જવું કોઈ રીતે ઉચિત નથી.' એમ કહીને રાજાએ શકુન્તલાનો હાથ પકડી તે નિવારણ કરવા લાગ્યો. શકુન્તલાએ કહ્યું, 'મહારાજ! આ શું કહેવાય, છોડી દો, સખીઓની પાસે જઇશ; તમે જાણતા નથી કે હું આપના વશમાં નથી.' આ સાંભળીને રાજાએ લર્જ્જિત અને સંકુચિત થઇને શકુન્તલાનો હાથ છોડી દીધો. શકુન્તલા રાજાનો ચહેરો જોઇને બોલી, 'મહારાજ! આપ શા માટે લજ્જિત થાવ છો? મેં કંઈ આપને કહ્યું નથી,' 'દૈવનો તિરસ્કાર કરું છું.' રાજા આવાં શકુન્તલાનાં વચન સાંભળીને બોલ્યો, 'નસીબનો તિરસ્કાર શા માટે કરો છો? દૈવનો અપરાધ તે શેનો?' શકુન્તલાએ ઉત્તરમાં કહ્યું, 'દૈવનો તિરસ્કાર સેંકડો વાર કરીશ, તે મને પારકાને તાબે કરીને પારકાના ગુણમાં મોહિત શા સારું કરે છે?'

આમ કહીને શકુન્તલા જવા માંડે છે. રાજા શકુન્તલાને જતી જોઇને ફરી શકુન્તલાનો હાથ પકડે છે. આથી શકુન્તલા બોલી, 'મહારાજ! શું કરો છો. અહિં તહિં ઋષિઓ ફરે છે તેઓ જોશે.' આવાં શકુન્તલાનાં વચનો સાંભળીને રાજા બોલ્યો, 'સુંદરિ! તમે શામાટે ગુરુજનોનો ભય કરો છો? આથી ભગવાન્ કણ્વ કદી પણ રુષ્ટ અથવા અસંતુષ્ટ થશે નહિ. સેંકડો

રાજર્ષિ કન્યાઓએ ગાંધર્વવિધિથી પોતાને પસંદ પડતા વરો હાથ કરી લીધા છે, અને તેઓના ગુરુજનોએ અંતે અવિશેષ જાણીને સંપૂર્ણ અનુમોદન કર્યાં છે.' શકુન્તલા આ સાંભળીને બોલી, 'મહારાજ! આ સંભાષણથી માત્ર પરિચિત માણસને ભૂલવો ના,' આમ કહીને રાજાનો હાથ છોડાવીને ચાલતી થઈ. આવી રીતે શકુન્તલાને જતી જોઇને રાજા બોલ્યો, 'સુંદરિ! તમે મારો હાથ છોડાવીને મારી સામેથી ચાલ્યાં ગયાં છો ખરાં, પરંતુ મારા ચિત્તમાંથી જઈ શકશો નહિ.' શકુન્તલા મનમાં ને મનમાં કહેવા લાગી, આ સાંભળીને હવે પગ ઉપડતા નથી. ગમે તેમ હો, થોડીકવાર અન્તરાલમાં રહીને એના પ્રેમની પરીક્ષા કરું. આવું મનમાં નક્કી કરીને લતાની શાખાઓમાં પોતાનું શરીર છૂપાવીને થોડીવાર ચૂપ થઇને ઉભી.

રાજા, મંડપમાં એકલો ઉભો રહીને શકુન્તલાને ઉદ્દેશીને કહેવા લાગ્યો, 'પ્રિય! હું તારા શિવાય બીજા કોઇને જાણુતો નથી; પરંતુ તમે ઘણાં નિર્દય થઇને એકીવારે પરિત્યાગ કરીને ચાલ્યાં ગયાં; તમે ઘણાં હૈયાનાં કઠણ છો,' આમ કહીને થોડો વાર મુગો રહ્યો, પછી વિચાર કરીને બોલ્યો, 'હવે પ્રિયા આ શૂન્ય લતામંડપમાં રહેવાથી શું ફળ થનાર છે?' એમ કહીને ત્યાંથી ચાલવા માંડે છે, એટલામાં શકુન્તલાનું મૃણાલવલય જમીનપર પડેલું જોઇને, તરત તે ઉપાડી લઈ માનપૂર્વક છાતીએ લગાડ્યું, અને જાણે સફળ મનોરથ થયા હોય તેમ શકુન્તલાને ઉદ્દેશીને કહેવા લાગ્યો, 'પ્રિય! તમારાં મૃણાલવલય, જો કે તે અચેતન છે તે છતાં આ દુઃખિત મનુષ્યને આશા આપે છે, પરંતુ તમે તે કર્યું નહિ.' શકુન્તલા, આવાં રાજાનાં વચન સાંભળીને પોતાને વધારે વાર છૂપી રાખવાને અસમર્થ થઈ અને વિચાર કરવા લાગી, શું બહાનું કાઢીને જાઉં? અંતે વિચાર સુઝ્યો કે પેલા મૃણાલવલયને બહાને જાઉં. એમ નક્કી કરીને ફરી લતામંડપમાં ગઈ. રાજાએ તેને આવતી જોઇને હર્ષ સાગ-

રમાં મગ્ન થઇને કહ્યું, પેલી મારી જીવિતેશ્વરી આવે છે! દેવ-તાઓ મારો પરિતાપ સાંભળીને કૃપાવંતો થયા છે, તેથી જ ફરી પ્રિયાને જોવા પામ્યો છું. જેમ ચાતક તરસને મારે કંઠથી પાણીની યાચના કરે છે, કે તરત નવ જળધરમાંથી શીતળ જળધારા તેના મુખમાં પડે છે, તેમ આજે મારા વિષયમાં થયું છે.

**શકુન્તલા** રાજાની સામે આવીને બોલી, 'મહારાજ! અડધે રસ્તે મૃણાલવલયની યાદ આવ્યાથી, તે લેવા માટે આવી છું, મારું મૃણાલવલય આપો.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'જો તમે મને મૃણાલવલયને પહેરાવવાની રજા આપો તો હું તે પહેરાવીને તમને આપીશ, નહિ તો હું આપનાર નથી.' **શકુન્તલા** અંતે તેમ કરાવવામાં રાજી થઈ. બન્ને શિલા ઉપર બેઠાં; રાજાએ **શકુન્તલા**નો હાથ ધરીને મૃણાલવલય પહેરાવવા માંડ્યું. **શકુન્તલા** ઘણી જ આકુળ હૃદયની થઇને બોલી, 'આર્યપુત્ર! ત્વરા કરો. ત્વરા કરો.' રાજા પોતાને આર્યપુત્ર સંબોધન સાંભળીને ઘણો જ હર્ષિત થયો, અને મનમાં ને મનમાં કહેવા લાગ્યો, સ્ત્રીઓ સ્વા-મીને આર્યપુત્ર શબ્દથી બોલાવે છે, હવે જણાય છે કે મારો મનોરથ પૂર્ણ થયો. ત્યાર પછી **શકુન્તલા**ને સંબોધીને બોલ્યો, 'સુંદરિ! મૃણાલવલયનો સાંધો ઠીક બેસતો નથી. જો તમારી ઇચ્છા હોય તો બીજી રીતે બેસાડું,' આ સાંભળીને **શકુન્તલા** જરા હસીને બોલી, 'જેવી તમારી ઇચ્છા.'

રાજાએ ઘણાંક બાહાનાં કાઢીને વાર લગાડી ને **શકુન્ત**-લાના હાથમાં મૃણાલવલય પહેરાવ્યું અને પછી તે બોલ્યો, 'સુન્દરિ! જુઓ જુઓ કેવાં સુંદર દેખાવો છો.' **શકુન્તલા**એ કહ્યું કે, 'હું જોઈ શકતી નથી, કારણ કે મારી આંખમાં કચરો પડ્યો છે. તેથી જોઈ શકતી નથી.' રાજા જરા હસીને બોલ્યો, 'જો તમારી ઇચ્છા હોય તો ફુંક મારીને કચરો કાઢું.' **શકુન્ત**-લાએ તેના જવાબમાં કહ્યું, 'તેમ કરો તો હું તમારી આભારી થઇશ, પરંતુ તમારા ઉપર આટલો બધો વિશ્વાસ થતો નથી.'

રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'સુન્દરિ! અવિશ્વાસ કરવાનું કંઈ કારણ નથી. શું નવો ચાકર કદી પણ શેઠની અવગણના કરી શકે છે?' શકુન્તલા બોલી, 'આ અતિભક્તિ જ અવિશ્વાસનું કારણ છે.' ત્યાર પછી રાજાએ એક હાથ શકુન્તલાના બન્ને ગાલની વચ્ચે નાખીને બીજો હાથ તેના માથા ઉપર મૂકીને તેનું મુખ-કમલ ઉંચું કર્યું. આથી શકુન્તલા શંકિત અને કંપાયમાન થઇને રાજાને વારંવાર નિષેધ કરવા લાગી. રાજાએ કહ્યું, 'સુંદરિ! એમાં શંકા શી રાખે છે?' એમ કહીને શકુન્તલાની આંખમાં ફુંકવા લાગ્યો.

થોડીવારે શકુન્તલા બોલી, 'હવે પરિશ્રમ કરશો ના, મારી આંખમાંથી કચરો નિકળી ગયો છે, અને હવે પહેલાંની પેઠે સારી રીતે જોતું છું, અને હવે કંઈ આંખમાં ખુચતું નથી મહારાજ! હું ઘણી લજ્જાયમાન થઈ છું. તમે મારૂં ઘણું જ ભલું કર્યું છે. હું તેનો કંઈ પણ બદલો વાળી શકતી નથી.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'સુંદરિ! બીજો શો બદલો જોઇએ? મેં તમારા સુગંધવાળા મુખકમલનો વાસ મેળવ્યો છે, તે જ મારા પરિશ્રમનો બદલો મળેલો સમજું છું; જેમ મધુકર કમલના સુગંધથી સંતુષ્ટ થાય છે, તેમ હું સંતુષ્ટ થયો છું.' આ સાંભળીને જરા હસીને બોલી, 'સન્તુષ્ટ ન થાવ તો બીજું શું કરો?'

આવી રીતે કૌતુક અને વાતચીત ચાલે છે, એવી વખતે 'અરે ચકવી! તારા વરને બોલાવી! એક બીજાની આજ્ઞા લઈ લો. હવે રાત પડી.' આવા શબ્દો શકુન્તલાના કાનમાં પ્રવેશ થયા. શકુન્તલા, સંકેત સમજીને ઘણી જ શંકિત થઇને રાજાને કહ્યું, 'મહારાજ! મારી ફુઈ આર્યા ગૌતમી, મારી અસુખાકારીની ખબર સાંભળીને હું કેમ છું તે જોવા માટે આવે છે. એ વાસ્તે અનસૂયા અને પ્રિયંવદા ચકવીના બાહાનાથી મને સાવચેત કરે છે, તમે ત્વરાથી લતામંડપમાંથી નિકળીને છૂપાઈ જાઓ.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'ઠીક હું જાઉં છું, ફરીથી

મળવું થાય એવું ઇચ્છું છું,' એવું કહીને લતાની શાખામાં છૂપાઇને શકુન્તલાને જોવા લાગ્યો.

થોડીવારમાં શાંતિજળપૂર્ણ કમંડળ હાથમાં લઈ ગૌતમી લતામંડપમાં પેઠી, અને શકુન્તલાના શરીર ઉપર હાથ મૂકીને બોલી, 'બેટા! મેં સાંભળ્યું છે કે આજ તને ઘણું અસુખ થયું હતું, હવે કેમ છે, કંઈ ફેર પડ્યો છે કે?' શકુન્તલાએ તેના ઉત્તરમાં કહ્યું, 'હા ફુઈ! આજે ઘણું અસુખ થયું હતું, પણ હમણાં ઘણોક ફેર છે.' ત્યાર પછી ગૌતમીએ કમંડળમાંથી શાંતિજળ લઇને શકુન્તલાને આખે શરીરે ચોપડીને કહ્યું, 'સુસ્થ શરીરે ચિરંજીવિ રહે.' ત્યાર પછી લતામંડપમાં અનસૂયા અથવા પ્રિયંવદાને પાસે ન જોઇને ગૌતમી બોલી, 'આ અસુખની વેળાએ તું એકલી છે બેટી, કોઈ પાસે નથી.' શકુન્તલાએ તેના જવાબમાં કહ્યું, 'નહિ ફુઈ! હું એકલી નહોતી, અનસૂયા અને પ્રિયંવદા મારી જોડે હતી, હમણાં જ તેઓ માલિનીમાંથી પાણી આણવા ગઇઓ છે.' પછી ગૌતમી બોલી, 'બેટા! હવે તડકો નથી, સાંઝ પડી છે, ચાલ પર્ણકૂટિમાં જઇએ.' શકુન્તલા લાચારીથી તેની જોડે ચાલી. રાજા પણ હવે હું પ્રિયાશૂન્ય લતામંડપમાં રહીને શું કરું, એવું બોલીને પોતાની છાવણી તરફ ચાલ્યો.

આવી રીતે કેટલાક દિવસ ગયા. અંતે રાજાએ ગાન્ધર્વ વિધિ પ્રમાણે શકુન્તલાનું પાણિગ્રહણ કરી, ધર્મારણ્યમાં કેટલાક દિવસ રહીને, પછી પોતાની રાજધાની તરફ વિદાય થયો.



## પ્રકરણ ૪ થું

રાજા દુષ્યન્તના ગયા પછી એક દિવસે અનસૂયા પ્રિયંવદાને કહેવા લાગી, 'સખિ! શકુન્તલાએ ગાન્ધર્વવિધિથી વિવાહ કરીને પોતાને યોગ્ય પતિ મેળવ્યો તો ખરો; પરંતુ મને લાગે છે કે રાજા રાજધાનીમાં જતા અન્તઃપુરવાસિનીઓના સમાગમથી શકુન્તલાને વિસરી જશે.' પ્રિયંવદાએ કહ્યું, 'સખિ! એવો

સંદેહ કરીશ મા; તેમની આકૃતિ કોઈ રીતે ગુણશૂન્ય જણાતી નથી, પરંતુ મને વિચાર થયા કરે છે કે, પિતા જ્યારે આ વૃત્તાંત સાંભળશે ત્યારે તેઓ શું કહેશે?' અનસૂયાએ કહ્યું, 'હું ધારું છું કે, તેઓ સાંભળીને ક્રોધાયમાન તથા અસંતુષ્ટ થશે નહિ. આ તેમના મત વિરુદ્ધ કર્મ થયું નથી. કેમકે તેઓએ પ્રથમથી જ સંકલ્પ કરી રાખ્યો છે કે, ગુણવાન્ પાત્રે કન્યા દઇશ; જો દૈવે તે કામ સંપૂર્ણ કર્યું છે, તો તેઓ વિના મહેનતે કૃતકાર્ય થયા છે. તેથી તેઓને આથી રોષ અથવા અસંતોષ થવાનું કારણ હું જોતી નથી.' બન્ને આ પ્રકારની વાતચીત કરતી કરતી ઝુંપડીથી થોડે છેડે પુષ્પ વીણવા લાગી.

પેલી બાજુએ શકુન્તલા અતિથિસેવા કરવાનો ભાર લઇને એક ઝુંપડીના બારણા આગળ બેઠી છે; દૈવયોગે દુર્વાસા ઋષિ ત્યાં આવી ચઢ્યા, અને તેને ઉદ્દેશી બોલ્યા, 'હું અતિથિ છું.' તે વેળાએ શકુન્તલા રાજાના વિચારમાં નિમગ્ન થઇને એકી વેળાએ બહારના જ્ઞાનવિનાની થયેલી હતી, તેથી દુર્વાસા મુનિનું કહેવું સાંભળ્યું નહિ. દુર્વાસા તેને પોતાનું અપમાન કરેલું સમજી ક્રોધાયમાન થઇને બોલ્યા, 'હે પાપણિ! તેં અતિથિની અવગણના કરી છે, તેં વિચારમાં મગ્ન થઈ મારી અવજ્ઞા કરી છે'–તો હું શાપ દઉં છું કે,–'**સ્મરણ કરાવ્યા છતાં તે તને સંભારશે નહિ.**'

પ્રિયંવદા દૂરથી દુર્વાસા ઋષિનાં વાક્ય સાંભળી વ્યાકુળ થઇને કહેવા લાગી, 'હાય! હાય! કેવી ખરાબી થઈ! શૂન્ય-હૃદયા શકુન્તલા કોઈ પૂજનીય પુરુષની પાસે અપરાધી થઈ છે.' એમ કહી તે તરફ નજર ફેંકીને અનસૂયાને કહેવા લાગી, 'સખિ! એ જેવો તેવો પુરુષ નથી. એ દુર્વાસા મુનિ છે, એનો ઘડિયે ઘડિયે ક્રોધ થાય છે. પેલો જો, શાપ દઇને ક્રોધાયમાન થઇને જલદી ચાલ્યો જાય છે.' આ સાંભળીને અનસૂયાએ કહ્યું, 'પ્રિયંવદે! વૃથા ખેદ કર્યાથી કંઈ ફળ ફળવાનું નથી, જલદી જઈ તેના

પગ પકડીને પાછો વાળ; હું પણ તેટલામાં ઝુંપડીમાં જઇને પાદ્ય અર્ધ્ય વગેરે તૈયાર કરીને રાખું છું.' પ્રિયંવદા દુર્વાસાની પછવાડે દોડી, અને અનસૂયા ઝુંપડી તરફ ગઈ.

અનસૂયા ઝુંપડીમાં ન પહોંચતાં પહેલાં, પ્રિયંવદા તેની પાસે જઇને કહેવા લાગી, 'સખિ! તું સારી પેઠે જાણે છે કે, દુર્વાસા સ્વભાવતઃ અતિ કુપિત હૃદયના છે; તેઓ શું બીજા કોઇની વિનતિ સાંભળે છે?' તથાપિ ઘણા વિનયથી જરા શાંત કર્યા, જ્યારે જોયું કે કોઈ રીતે પોતાનો શાપ પાછો ખેંચી લેતા નથી, ત્યારે તેમનાં ચરણ પકડીને કહ્યું, 'ભગવાન્! તે આપની કન્યા છે, આપનો મહિમા અને સ્વભાવ તે શું જાણે? કૃપા કરીને તેનો તે અપરાધ ક્ષમા કરવો જોઇએ.' ત્યારે તેમણે કહ્યું, 'મેં જે કહ્યું છે તે ફરનાર નથી; તોપણ જો કોઈ, 'અભિજ્ઞાન એટલે નીસાની દેખાડી શકશે તો શાપમોચન થશે;' એમ કહીને ચાલ્યા ગયા.' અનસૂયાએ કહ્યું 'ઠીક આશાનો માર્ગ મળ્યો છે ખરો, રાજર્ષિએ જતી વેળાએ શકુન્તલાને પોતાના નામની વીંટી આપી છે. એટલામાં જ શકુન્તલાનો શાપમોચનનો ઉપાય રહેલો છે. કદાચ રાજાને વિસ્મૃત થાય તો તે સ્વનામાંકિત વીંટી દેખાડ્યાથી સ્મરણમાં આવશે.' બન્ને આવી રીતની વાતચીત કરતાં ઝુંપડીની તરફ ચાલ્યાં.

થોડીવારમાં તેઓ ઝુંપડીને બારણે જઈ પહોંચ્યા અને જુએ છે તો શકુન્તલા લમણા ઉપર હાથ મૂકીને સ્પંદહીન, મુદ્રિતનયના, ચિત્રાર્પિતાની પેઠે બેઠી છે. આ જોઇને પ્રિયંવદા અનસૂયાને સંબોધીને બોલી. 'અનસૂયે! જો જો, શકુન્તલા પતિના વિચારમાં નિમગ્ન થઈ એકીવારે બાહ્યજ્ઞાન શૂન્ય થઇને બેઠી છે. તે આવી અવસ્થામાં શું અતિથિ અભ્યાગતની ખબર લઈ શકે?' અનસૂયાએ તેના ઉત્તરમાં કહ્યું, 'સખિ! આ વૃત્તાન્ત આપણા મનમાં રાખવો જોઇએ. કોઈ પણ રીતે બીજાના કાને જવા ન દેવો જોઇએ. કદાચ આ વાત શકુન્તલાના જાણવામાં આવે

તો તે જીવશે નહિ.' પ્રિયંવદાએ તેના જવાબમાં કહ્યું 'સખિ! તું શું ઘેલી થઈ છે! આ બનાવ શું શકુન્તલાને કહેવાય! જો કોઈ તેમ કરે તો તે નવમાલિકાના છોડને ગરમ પાણી રેડવાથી જેમ તે કરમાઇને મરી જાય છે તેમ થાય.'

થોડા દિવસ વીત્યા પછી મહર્ષિ કણ્વ સોમતીર્થથી પાછા આવ્યા. એક દિવસે તેઓ અગ્નિગૃહમાં પ્રવેશ કરીને હોમકાર્ય કરતા હતા, એવી વેળાએ દૈવવાણી થઈ–'મહર્ષે! રાજા દુષ્યન્ત મૃગયાને માટે તમારા તપોવનમાં આવી શકુન્તલાનું પાણિગ્રહણ કરી ગયા છે, અને શકુન્તલા પણ તેના સંયોગથી ગર્ભવતી થઈ છે.' મહર્ષિએ આવી રીતે શકુન્તલાનો પ્રેમવૃત્તાન્ત જાણ્યો, અને પોતાના અગોચર તથા સંમતિ શિવાય લગ્ન કર્યાં છે, તેને માટે કંઈ પણ અસંતોષ અથવા ક્રોધ દેખાડ્યો નહિ. ઉલટા ઘણા જ આનંદિત થઇને કહેવા લાગ્યા, મારાં મોટાં સુભાગ્ય કે શકુન્તલાએ આવા સત્પાત્રને હાથ આપ્યો. ત્યાર પછી તેઓ પ્રફુલ્લ મુખે શકુન્તલાની પાસે જઈ અતિશય સંતોષ દેખાડીને કહેવા લાગ્યા, 'વત્સે! તારો પ્રેમવૃત્તાન્ત મેં જાણ્યો છે, તેથી મને અતિશય સંતોષ ઉપજ્યો છે, અને મેં નક્કી કર્યું છે કે, અવિલંબે બે શિષ્ય અને ગૌતમીને જોડે મોકલીને તારા ભર્ત્તાની પાસે મોકલું.' ત્યાર પછી તેમની આજ્ઞા પ્રમાણે શકુન્તલા જવાની ગોઠવણ કરવા લાગી.

જવાનો સમય આવ્યો. ગૌતમી, શાર્ઙ્ગરવ તથા શારદ્વત નામના બે શિષ્ય, શકુન્તલાની જોડે જવા માટે તૈયાર થયા. અનસૂયા અને પ્રિયંવદા યથા સંભવ વેશભૂષા સમાધાન કરી આપ્યા. મહર્ષિ શોકાકુલ થઈ મનમાં ને મનમાં કહેવા લાગ્યા. આજ શકુન્તલા જશે એથી મારું મન ઉત્કંઠિત થાય છે, આંખમાં આંસુ ભરાઈ આવે છે, સાદ બેસી જઈ તે બોલવાની શક્તિ રહિત થાય છે, શરીર જડ સમાન થઈ જાય છે. કેવું આશ્ચર્ય! હું વન-વાસી છું, સ્નેહથી મારી આવી અવસ્થા થાય છે, ત્યારે સંસારી મનુષ્યોને કેવું દુઃખ ઉપજતું હશે? હવે જાણ્યું કે, સ્નેહ અતિ

ભયાનક વસ્તુ છે. ત્યાર પછી થોડો શોકવેગ સમાવીને શકુન્તલાને કહેવા લાગ્યા, 'વત્સે! હવે ચાલવા માંડો, હવે અમથી કેમ કાળહરણ કરે છે?' આમ કહીને તપોવન તરુઓને સંબોધીને કહેવા લાગ્યા, 'હે પાસેના તરુઓ! જે તમને પાણી સિંચન નહિ કરતાં કદાપિ પાણી પીતી નહોતી, જે ભૂષણ પ્રિયા હોવા છતાં સ્નેહને લીધે કદાપિ તમારા પલ્લવભંગ કરતી નહોતી, તમને જ્યારે કુસુમપ્રસવનો સમય થતો ત્યારે જેના આનંદની સીમા રહેતી નહોતી, આજે તે શકુન્તલા પતિગૃહે જાય છે, તમે સઘળાં અનુમોદન દો.'

ત્યાર પછી સઘળાં ઉઠ્યાં, શકુન્તલા ગુરુજનોને પ્રણામ કરી પ્રિયંવદાની પાસે જઈ અશ્રુપૂર્ણ નયનથી કહેવા લાગી, 'સખિ! આર્યપુત્રને જોવા માટે મારું ચિત્ત ઘણું આતુર થયું છે ખરું, પરંતુ તપોવન છોડી જવાને મારા પગ ઉપડતા નથી.' આ સાંભળીને પ્રિયંવદા બોલી, 'સખિ! તું જ કેવળ તપોવનવિરહથી મુઝાય એટલું જ નહિ પણ તારા વિરહથી તપોવનની કેવી અવસ્થા બની છે તે જો!–જીવમાત્ર નિરાનન્દ અને શોકાકુલ થયા છે. હરણો આહાર વિહારમાં પરાઙ્મુખ થઈ, સ્થિર થઇને ઉભાં રહેલાં છે, મુખમાંનો ગ્રાસ મુખમાંથી પડી જાય છે; મયૂર મયૂરી, નૃત્યપરિત્યાગ કરીને ઉભાં છે; કોકિલગણ! આમ્ર મુકુલના રસાસ્વાદથી વિમુખ થઈ નીરવ થઇને બેઠો છે; મધુકર મધુકરી મધુપાનમાં વિરક્ત થયાં છે અને ગુણગુણ ધ્વનિનો પરિત્યાગ કર્યો છે.'

કણ્વ બોલ્યા, 'વત્સ! હવે શામાટે વિલંબ કરે છે, વખત થયો છે.' આ સાંભળીને શકુન્તલા બોલી 'તાત! વનતોષિણીને નહિ બોલાવતાં હું જઇશ નહિ.' એમ કહીને તે વનતોષિણીની પાસે જઇને કહેવા લાગી, 'વનતોષિણિ! શાખા બાહુથી મને સ્નેહ પૂર્વક આલિંગન કર; આજથી હું તારાથી છેટે જાઉં છું.' ત્યાર પછી અનસૂયા તથા પ્રિયંવદાને કહેવા લાગી, 'સખિ! હું વનતોષિણીને તારા હાથમાં આપું છું.' તેઓએ કહ્યું, 'સાખ!

અમને કોના હાથમાં અર્પણ કરે છે તે કહે?' એવું કહીને શોકાકુલ થઈ રોવા લાગી. આ જોઇને કણ્વ બોલ્યા, 'અનસૂયે! પ્રિયંવદે તમે શું ઘેલી થઈ છો? જ્યાં તમને શકુન્તલાને સાંત્વના આપવી જોઇએ ત્યાં તમે રોવાનો આરંભ કર્યો છે?'

એક પૂર્ણગર્ભા હરિણી પર્ણકુટીનાં આંગણામાં સૂતી હતી. તેની તરફ નજર ગયાથી શકુન્તલાએ કણ્વને કહ્યું, 'તાત! જ્યારે આ હરિણી નિર્વિઘ્ને પ્રસવે ત્યારે મને તેના સમાચાર મોકલજો, શું ભૂલશો કે?' કણ્વે તેના ઉત્તરમાં કહ્યું, 'નહિ બેટા! હું કદી ભૂલીશ નહિ.'

કેટલાં પગલાં આગળ ચાલી એટલામાં શકુન્તલાને કોઈ રોકતું હોય એમ પાછળથી ખેંચવા લાગ્યું, આમ થતું જોઇને શકુન્તલા બોલી,' કોણ કપડું તાણે છે,' એમ કહીને પછવાડે ફરીને જોયું ત્યારે કણ્વ બોલ્યા, 'બેટા! જેની માનો વિયોગ થયાથી તું જનનીની પેઠે જેનું પ્રતિપાલન કરતી હતી, જેના આહારને માટે તું સર્વદા લીલા શ્યામા વીણતી હતી, જેનું મુખ કુશના બારીક કાંટાથી જખમી થયું હતું ત્યારે તું તારી આંગળી તેલમાં બોળીને તેના મોંમાંના જખમને તેં સારા કર્યાં હતા, તે માતૃહીન હરિણ શિશુ તને જવા રોકે છે. શકુન્તલા તેના શરીર ઉપર હાથ ફેરવીને બોલી, 'બેટા! હવે મારી જોડે શા વાસ્તે આવે છે, પાછો જા, હું તને છોડીને જાઉં છું, તું માતૃહીન થયાથી મેં તારું પ્રતિપાલન કર્યું હતું હવે હું જાઉં છું, હવેથી પિતા તારું રક્ષણ કરશે.' એવું કહીને શકુન્તલા રોતી રોતી ચાલી. આવું જોઇને કણ્વે કહ્યું. 'બેટા! 'શાંત થા, રોવું બંધ પાડ, રસ્તો જોઇને ચાલ. ઉંચું નીચું નહિ જોતાં પગલાં ભર્યાંથી વારંવાર ઠેસ વાગે છે.'

આવી રીતે નાના પ્રકારના કારણથી જવામાં વિલંબ થતો જોઇને શાર્ઙ્ગરવ કણ્વને સંબોધન કરીને બોલ્યો, 'ભગવન્! આપને હવે વધારે દૂર જોડે આવવાનું પ્રયોજન નથી. આ જગાએ જે કંઈ કહેવાનું હોય તે કહીને પાછા ફરો.' કણ્વે કહ્યું, 'ત્યારે આવો આ

પ્રથમ વૃક્ષની છાયામાં ઉભા રહીએ.' તે પ્રમાણે સર્વ પાસેના ક્ષીરવૃક્ષની છાયામાં ઉભાં રહ્યાં. કણ્વ મુનિએ થોડી વાર વિચાર કરીને શાર્ઙ્ગરવને કહ્યું, 'બેટા! તું શકુન્તલાને રાજાની પાસે લઈ જઇને તેમને મારું આ નિવેદન જણાવ જે–'અમે વનવાસી છિયે; તપસ્યામાં કાલક્રમણ કરીએ છીએ; તમે અતિ પ્રધાન વંશમાં જન્મ્યા છો; અને શકુન્તલા બંધુવર્ગના અગોચરે સ્વેચ્છાથી તમારામાં અનુરાગિણી થઈ છે, આ સર્વનો વિચાર કરી, બીજી સહધર્મિણીના પ્રમાણે શકુન્તલા ઉપર સ્નેહ દૃષ્ટિ રાખશો;' મારી આટલી પ્રાર્થના છે; એનાથી વધારે તેના ભાગ્યમાં હશે તે બનશે, તેમને કહેવાની જરૂર નથી.'

મહર્ષિએ શાર્ઙ્ગરવને કહી શકુન્તલાને સંબોધીને કહ્યું, 'વત્સે! હવે હું તને થોડોક ઉપદેશ આપું છું. હું વનવાસી છું ખરો, પરંતુ લૌકિક વ્યાપારથી ઘણો અજાણ્યો નથી. તું પતિગૃહમાં જઈ ગુરુજનોની સેવા કરજે. સપત્નીઓની સાથે પ્રિયસખી વ્યવહાર કરજે, દાસીઓના ઉપર સંપૂર્ણ દયાદાક્ષિણ્ય દેખાડજે, સૌભાગ્ય ગર્વથી અભિમાની થઇશ ના, સ્વામી કાર્કસ્ય પ્રદર્શન કરે તો પણ રોષવશા અને પ્રતિકૂલચારિણી થઇશ માં. સ્ત્રીઓ આવો વ્યવહાર કર્યાથી ગૃહિણીપદમાં પ્રતિષ્ઠિતા થાય છે, વિપરીત કારિણીઓ કુલને કંટકસ્વરૂપ છે.' એવું કહીને ફરી બોલ્યા, 'જો ગૌતમી શું કહે છે?' ત્યાર પછી ગૌતમીએ કહ્યું, 'વહુઓને આના શિવાય બીજું શું કહેવામાં આવે?' પછી શકુન્તલાને કહ્યું, 'બેટા! એઓએ જે કંઈ કહ્યું છે, તે યાદ રાખજે.'

આવી રીતે ઉપદેશ આપ્યા પછી કણ્વે શકુન્તલાને કહ્યું, 'બેટા! અમે હવે વધારે દૂર આવીશું નહિ; મને અને સખીઓને આલિંગન કર.' શકુન્તલા અશ્રુપૂર્ણ નયનથી કહેવા લાગી, 'અનસૂયા પ્રિયંવદા પણ શું અહિંથી જ પાછાં ફરશે? એવો મારી જોડે નહિ આવે?' કણ્વે કહ્યું, 'નહિ બેટા! એઓનો વિવાહ થયો નથી, એટલા માટે ત્યાં સૂધી જવું ઠીક લાગતું નથી; ગૌતમી

તારી જોડે આવશે.' શકુન્તલા પિતાને આલિંગન કરી, ગદ્ગદ સ્વરથી બોલી, 'તાત! તમને નહિ જોતાં, ત્યાં કેવી રીતે પ્રાણ ધારણ કરીશ.' એવું કહેતાં તેની બંને આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. ત્યાર પછી કણ્વ અશ્રુપૂર્ણ નયનથી બોલ્યા, 'વત્સ! આટલી બધી આ શા માટે મુઝાય છે. તું પતિગૃહમાં જઈ ગૃહિણીપદમાં પ્રતિષ્ઠિત થઈ, સાંસારિક વ્યાપારમાં સર્વદા એવી તો વ્યાપી રહીશ કે અમારો વિરહજનિક શોક અનુભવ કરવાનો અવકાશ મળશે નહિ.' ત્યાર પછી શકુન્તલા પિતાના ચરણમાં પડીને કહેવા લાગી, 'તાત! ફરી ક્યારે આ તપોવનમાં આવીશ?' કણ્વે તેના ઉત્તરમાં કહ્યું, 'વત્સે! સસાગરા ધરિત્રીની એકાધિપતિની મહિષી થઈ, અને અપ્રહત પ્રભાવે પોતાના તનયને સિંહાસનપર બેસાડી અને તેના હાથમાં સમસ્ત રાજ્ય ભાર અર્પણ કરેલો જોઈ, પતિની જોડે ફરી આ શાંતિ રસાસ્પદ તપોવનમાં આવીશ.'

શકુન્તલાને આવી રીતે શોકાકુલ જોઈ ગૌતમી બોલી, 'બેટા! શા માટે આટલી અધીરી થાય છે, શાન્ત થા, જવાનો વખત વહી જાય છે; સખીઓને જે કંઈ કહેવું હોય તે કહે; હવે વિલંબ કરીશ ના.' આ સાંભળીને શકુન્તલા સખીઓની પાસે જઇને કહેવા લાગી, 'સખિ! તમે બન્ને સાથે મને આલિંગન કરો.' બેઉએ આલિંગન કર્યાં. ત્રણ જણીઓ રોવા લાગી. થોડી વાર પછી સખીઓએ શકુન્તલાને કહ્યું, 'સખિ! જો રાજા જલદી ન ઓળખે તો તેને સ્વનામાંકિત વીંટી દેખાડજે.' શકુન્તલા આવાં વચન સાંભળીને ઘણીજ શંકિત થઇને બોલી, 'સખિ! તમે આવી વાત શા માટે કરો છો તે કહો. તમારી આ વાત સાંભળીને મારું હૃદય કંપે છે.' તેના જવાબમાં સખીઓ બોલી, 'નહિ સખિ! ભય કરીશ મા. સ્નેહનો સ્વભાવ આ રીતનો છે કે અકારણથી અનિષ્ટની આશંકા કરે છે.'

ત્યાર પછી ધીરે ધીરે સર્વની પાસેથી વિદાય લઈ, શકુન્તલા ગૌતમી વગેરેની જોડે દુષ્યન્તની રાજધાની તરફ ચાલવા

માંડી. કણ્વ, અનસૂયા અને પ્રિયંવદા એકી નજરે શકુન્તલાની તરફ જોતાં રહ્યાં. ધીરે ધીરે શકુન્તલા દૃષ્ટિમાર્ગથી બહિર્ભૂત થઈ. આથી અનસૂયા અને પ્રિયંવદા ઉંચે સ્વરે રોવા લાગી. આથી મહર્ષિએ લાંબો શ્વાસ ખેંચીને કહ્યું, 'અનસૂયે! પ્રિયંવદે! તમારી સખી દૂર નિકળી ગઈ; હવે શોકાવેગને સમાવીને મારી જોડે આશ્રમમાં ચાલો.' એવું કહીને મહર્ષિ આશ્રમ તરફ જવા નિકળ્યા, અને તેઓ તેમના અનુગામિની થઈ. રસ્તામાં જતાં જતાં મહર્ષિ મનમાં ને મનમાં કહેવા લાગ્યા.

**ઇન્દ્રવજ્ર છંદ**

આખેર કન્યા ધન પારકું છે, તેને વળાવી પતિપાસ આજે;
આત્મા થયો આ મુજ શુદ્ધ જંપી, માલીકને થાપણ જેમ સોંપી.

---

## પ્રકરણ ૫ મું

એક દિવસ રાજા દુષ્યન્ત રાજકાર્ય સંપૂર્ણ કર્યા પછી એકાંતમાં બેસીને પ્રિયજનોની જોડે વાતચીતમાં કાળ ગાળતા બેઠા હતા, એટલામાં હંસપદિકા નામની એક દાસી સંગીતશાળામાં અતિ મધુર સ્વરથી આવા વિચારનું ગાયન કરવા લાગી.

**(આર્ય ગીતિ વૃત્ત)**

નૂતન મધના લોભી, તું આંબાની કળિ ચૂશી લઇને:
ભરાઈ બેઠો મધુકર, કમળગૃહે કાં ભુલી ગયો એને.

હંસપદિકાની ગીતિ સાંભળીને રાજા અકસ્માત્ ઘણો જ ઉન્મના: થયો; પરંતુ શા કારણની ઉન્મના થાય છે, તેનો કંઈ પણ નિર્ણય કરી શકયો નહિ, અને પોતાના મનમાં કહેવા લાગ્યો, 'કેમ આ મનોહર ગીત સાંભળીને મારું ચિત્ત આવું આકુળ થાય છે.' પ્રિયજનવિરહના શિવાય મનની આવી આકુળતા થવી અસંભવ છે, પરંતુ પ્રિયવિરહ પણ થયેલો જોતો નથી, અથવા મનુષ્ય, સર્વ પ્રકારે સુખી હોવા છતાં, રમણીય વસ્તુ દર્શન અથવા

મનોહર ગીત શ્રવણ કરી, જે અકસ્માત્ આકુળ હૃદય થાય એવું જણાય છે, અને પરિસ્ફુટ રૂપથી જન્માંતરીણ સ્થિર સૌહૃદ્ય તેની સ્મૃતિમાર્ગે ઉપર ચઢે છે.

રાજા મનમાં ને મનમાં આવો તર્ક વિતર્ક કરતો હતો, એટલામાં કંચુકીએ આવી કૃતાંજલિ પુટે નિવેદન કર્યું, 'મહારાજ! ધર્મારણ્યવાસી તપસ્વીઓ મહર્ષિ કણ્વનો સંદેશો લઇને આવ્યા છે, શી આજ્ઞા થાય છે?' રાજાએ તપસ્વી શબ્દ સાંભળતાં જ અતિમાત્ર આદર પ્રદર્શનપૂર્વક કહ્યું, 'જલદીથી ઉપાધ્યાય સોમરાતને કહે કે, અભ્યાગત તપસ્વીઓને વેદવિધિ અનુસારે સત્કાર કરી, અવિલંબે મારી પાસે લઈ આવે; હું પણ એટલામાં તપસ્વિદર્શન યોગ્ય ભાગમાં જઇને રહું છું.'

આવો આદેશ આપીને કંચુકીને વિદાયગીરી આપી અને રાજા અગ્નિગૃહમાં જઇને બેઠો અને કહેવા લાગ્યો, 'ભગવન્ કણ્વે શા વાસ્તે મારી આગળ ઋષિઓ મોકલ્યા હશે? તેઓની તપશ્ચર્યામાં વિઘ્ન થતાં હશે કે શું? અથવા કોઈ દુરાત્મા તેમની ઉપર જુલમ ગુજારતા હશે કે શું? આ રીતના તરેહવાર વિચાર કરવા લાગ્યો, પણ કંઈ નિર્ણય' કરી શકયો નહિ.' તેથી મન ઘણું જ આકુળ થતું હતું. ત્યાં ઉભેલી પરિચારિકાએ કહ્યું, 'મહારાજ! હું ધારું છું કે ધર્મારણ્યવાસી ઋષિઓ મહારાજના અધિકારમાં નિર્વિઘ્ને અને નિરાકુલ ચિત્તથી, તપશ્ચર્યા કરે છે, એ કારણથી આનંદિત થઇને મહારાજને ધન્યવાદ આપવા અને આશીર્વાદ આપવા આવ્યા હશે.'

એવી રીતની વાતચીત થાય છે, એટલામાં સોમરાત તપસ્વીઓને જોડે લઇને આવ્યો. રાજા તેઓને આવતા જોઈ આસન ઉપરથી ઉઠીને તેઓની આગમનપ્રતીક્ષામાં ઉભો રહ્યો. તે જોઇને સોમરાતે તપસ્વીઓને કહ્યું, 'પેલા જુઓ, સસાગરા સદ્વીપા પૃથિવીના અદ્વિતીય અધિપતિ, આસનપરિત્યાગ પૂર્વક ઉભા થઇને આપની પ્રતીક્ષા કરે છે.' તેના જવાબમાં શાર્ઙ્ગરવે

કહ્યું, 'નરપતિઓના આવા વિનય અને સૌજન્ય જોયાથી અતિશય આનંદ થાય છે, અને અત્યન્ત પ્રશંસા કરવી અને સાધુવાદ જાણવો જોઇએ. અથવા આમાં વિચિત્ર શું? વૃક્ષો ફલિત થયાથી ફળના ભારથી અવનત થાય છે; વર્ષાઋતુમાં જલધરગણ પાણીના ભયથી નમ્રભાવ અવલંબન કરે છે, તેમ સત્પુરુષોની આવી રીતિ છે, સમૃદ્ધિશાળી હોવા છતાં અનુદ્ધત સ્વભાવના થાય છે.'

શકુન્તલાની જમણી આંખ ફરકવા લાગી, તે ઘણી જ શંકિત થયાથી ગૌતમીને પૂછ્યું, 'ફુઈ! મારી જમણી આંખ શા માટે ફડકતી હશે?' ગૌતમીએ તેના જવાબમાં કહ્યું, 'વત્સે શંકિત થઇશ મા, પતિકૂલ દેવતાઓ તારું મંગળ કરશે. ગમે તેમ હો,' શકુન્તલા ત્યારથી મનમાં નાના પ્રકારની શંકાઓ કરવા લાગી અને અત્યન્ત આકુલ હૃદયની થઈ.

રાજા શકુન્તલાને જોઈ કહેવા લાગ્યો, 'આ અવગુંઠનવતી નારી કોણ છે? શા વાસ્તે તે આ તપસ્વીઓની જોડે આવી છે?' પાસેની દાસી બોલી, 'મહારાજ! હું પણ જોઇને નાના પ્રકારના તર્કવિતર્ક કરું છું. પરંતુ કંઈ સમજી શકતી નથી. ગમે તેમ હો, મહારાજ! આવું રૂપ લાવણ્યની માધુરી કદી પણ કોઇએ જોઇ નહિ હશે.' રાજાએ કહ્યું, 'તે વાત પડતી મૂક, પરસ્ત્રી ઉપર નજર તથા પરસ્ત્રીનાં રૂપ લાવણ્ય લઇને વાત કરવી ન જોઇએ.' પેલી બાજુએ શકુન્તલા પોતાના અસ્થિર હૃદયને આમ કહીને સાન્ત્વના કરવા લાગી, 'હૃદય! આટલું વ્યાકુળ શા માટે થાય છે? આર્યપુત્રનો તે વેળાનો ભાવ મનમાં લાવીને આશાવંત થા અને ધીરજ પકડ.'

તાપસો ધીરે ધીરે રાજાની પાસે પહોંચતાં જ 'મહારાજનો જય થાવ,' એમ બોલી હાથ ઉંચા કરીને આશીર્વાદ દીધો. રાજાએ તેઓને પ્રણામ કરીને આસન ઉપર બેસવાને વિનતિ કરી. ત્યાર પછી સર્વ બેઠાં. રાજાએ પૂછ્યું, 'કેમ નિર્વિઘ્ને તપસ્યા થાય છે કે?' ઋષિઓએ તેના ઉત્તરમાં કહ્યું, 'મહારાજ આપ જ્યારે

શાસનકર્ત્તા છો, ત્યારે ધર્મક્રિયામાં વિઘ્નસંભાવના ક્યાંથી હોય? સૂર્યોદય થયાથી શું અંધકાર રહેવા પામે છે?' રાજા આવાં ઋષિઓનાં વચન સાંભળીને કૃતાર્થંમન્ય થઇને કહેવા લાગ્યો, 'આજે મારો રાજશબ્દ સાર્થક થયો,' ત્યાર પછી તેણે પૂછ્યું, 'ભગવાન્ કણ્વ આનંદમાં છે કે?' ઋષિઓએ તેના ઉત્તરમાં કહ્યું, 'હા મહારાજ! મહર્ષિ સર્વાંશે કુશળ છે.'

આવી રીતે પ્રથમ સમાગમોચિત શિષ્ટાચાર સંપૂર્ણ થયા પછી શાર્ઙ્ગરવે કહ્યું, 'મહારાજ અમારા ગુરુદેવની તરફથી જે સંદેશો લઇને આવ્યા છિયે, તે આપને નિવેદન કરીએ છીએ.' તે સાંભળો, 'મહર્ષિએ કહ્યું છે કે, આપે મારી ગેરહાજરીમાં શકુન્તલાનું પાણિગ્રહણ કર્યું છે; મેં આ સર્વ જાણ્યાથી તે વિષયમાં સંપૂર્ણ સંમતિ આપી છે; આપ સર્વે પ્રકારે મારી શકુન્તલાના યોગ્યપાત્ર છો, હમણાં આપની સહધર્મિણી ગર્ભવતી થઈ છે, તે ગ્રહણ કરો.' ત્યાર પછી ગૌતમીએ કહ્યું, 'મહારાજ હું કંઈ બોલવા ઇચ્છું છું, પણ કહેવાનો માર્ગ નથી, શકુન્તલાએ ગુરુજનોની વાટ જોઈ નહિ, તમે પણ તેઓને પૂછ્યું નહિ, તમે પરસ્પર સંમત થયાથી જે કર્યું છે તેમાં બીજાને કહેવા જેવું શું હોય?'

શકુન્તલા મનમાં ને મનમાં શંકિત અને કંપાયમાન થઇને વિચાર કરવા લાગી. હવે કોણ જાણે આર્યપુત્ર શું કહેશે? રાજા દુર્વાસાના શાપપ્રભાવથી શકુન્તલાવૃત્તાન્ત અંતથી લઇને છેડે સુધી ભૂલી ગયો હતો, તેથી આ સાંભળીને આશ્ચર્ય પામીને કહેવા લાગ્યો, 'આ વળી શું આવ્યું છે,' આવાં રાજાનાં વચનો સાંભળીને શકુન્તલા એકીવારે મ્રિયમાન થઈ ગઈ. શાર્ઙ્ગરવે કહ્યું, 'મહારાજ! લૌકિક વ્યવહાર સારી પેઠે જાણ્યા છતાં આપ એવું શા વાસ્તે કહો છો? આપ શું જાણતા નથી કે, પરણેલી સ્ત્રી જો ઘણીજ સાધુશીલ હોય અને તે જો પિતાના ઘરમાં રહે તો લોકો નાના પ્રકારના દોષ તેના ઉપર લગાડે છે; એ વાસ્તે તે પતિની અપ્રિયા હોય, તોપણ પિતૃપક્ષ તેને પતિકુલવાસિની કરવા ઇચ્છે છે.'

રાજાએ કહ્યું, 'મેં તો એનું પાણિગ્રહણ કર્યું નથી.' આવું વાકય સાંભળીને શકુન્તલા વિષાદસાગરમાં મગ્ન થઇને મનમાં ને મનમાં કહેવા લાગી, 'હૃદય! જે આશંકા કરતું હતું, તેજ બન્યું છે.' શાર્ઙ્ગરવ રાજાના અસ્વીકાર શ્રવણથી તેની ધૂર્ત્તતાની આશંકા કરીને ઘણો જ ક્રોધાયમાન થઈ બોલ્યો, 'મહારાજ! જગદીશ્વરે આપને ધર્મસંસ્થાપન કાર્યમાં નિયોજિત કર્યા છે; બીજાઓ અન્યાય કરે તો આપ તેઓને દંડ દો છો. હવે હું આપને પૂછું છું કે, 'રાજા થઇને અનુષ્ઠિત કાર્યને ખોટું પાડવામાં પ્રવૃત્ત થયા. ધર્મદ્રોહી કહેવાય છે કે નહિ?' રાજાએ કહ્યું, 'આપ મને આટલા અભદ્ર સ્થિર શા માટે કહો છો?' શાર્ઙ્ગરવે તેના જવાબમાં કહ્યું, 'મહારાજ! એમાં આપનો અપરાધ નથી, જેઓ ઐશ્વર્યમદમાં મત્ત હોય છે, તેઓનો આવો સ્વભાવ અને આવાં આચરણ હોય છે.' રાજાએ કહ્યું, 'આપ ગેરવાજબી મને ઠપકો દો છો, હું કોઈ પણ રીતે આવાં વાકયને યોગ્ય નથી.'

આવી રીતે રાજાને અસ્વીકારપરાયણ અને શકુન્તલાને લજ્જાથી અવનત મુખી જોઇને ગૌતમી તેને સંબોધીને બોલી, 'બેટા! લજ્જાયમાન થઈશ ના; હું તારા મ્હોંડા ઉપરનો ઘુમટો કાઢું છું તેથી મહારાજ તને ઓળખશે.' એમ કહીને તેણે તેનો ઘુમટો કાઢ્યો. રાજા તથાપિ તેને ઓળખી શકયો નહિ, ઉલટો પહેલાંના કરતાં વધારે સંશયારૂઢ થઇને મુગો બેઠો. આ બધું જોઇને શાર્ઙ્ગરવે કહ્યું, 'મહારાજ! આવી રીતે શા માટે મુગા થઇને બેઠા છો?' રાજાએ કહ્યું, 'મહાશય! શું કહું, ઘણોક વિચાર કરીને જોયું તોપણ એની જોડે વિવાહ કર્યો છે એવું કોઇ રીતે સ્મરણ થતું નથી, તેથી કેમ એને ભાર્યા તરીકે ગ્રહણ કરું; વિશેષતઃ એ હાલ ગર્ભવતી છે.'

રાજાનાં આવાં વચનો સાંભળીને શકુન્તલા મનમાં ને મનમાં કહેવા લાગી, 'હાય, કેવી ખરાબી! એકી વારે પાણિગ્રહણમાં જ સંદેહ! રાજમહિષી થઇને ઘણા સુખસંભોગમાં કાળહરણ કરીશ એવી

આશા રાખતી હતી, તે સઘળી નિર્મૂલ થઈ ગઈ.' **શાર્ઙ્ગરવ**–'મહારાજ! વિચાર કરો, મહર્ષિએ કેવી મહાનુભાવતા દેખાડી છે. આપે તેમના અગોચરમાં તેની અનુમતિ વિના તેમની કન્યાની જોડે વિવાહ કર્યો હતો, તેથી તેઓએ તેમાં ક્રોધાયમાન અથવા અસંતોષ નહિ દેખાડતાં, ઉલટો સંતોષ દેખાડ્યો છે અને કન્યાને આપની આગળ મોકલી છે. હમણાં નાકબુલ થાવ છો. તેથી તેવા સદાશય મહાનુભાવની અવમાનના કરવી એ મહારાજને કોઈ રીતે યોગ્ય નથી. આપ સ્થિર ચિત્તથી વિચાર કરીને કર્તવ્ય નિર્દ્ધારણ કરો.'

**શારદ્વત** **શાર્ઙ્ગરવ**ના કરતાં વધારે ઉદ્ધત સ્વભાવનો હતો. તેણે કહ્યું, '**શાર્ઙ્ગરવ**, ચૂપ રહે, હવે તમારે વૃથા વાગ્જાલ વિસ્તાર કરવાની જરૂર નથી. હું એક બોલમાં સર્વવિષયનો અંત આણું છું,' એમ કહીને **શકુન્તલા**ની તરફ મુખ ફેરવીને બોલ્યો, '**શકુન્તલે**! અમને જે કંઈ કહેવાનું હતું તે અમે કહ્યું છે. મહારાજાએ જે ઉત્તર આપ્યો છે તે તેં સાંભળ્યો છે; હવે તને જે કહેવાનું હોય તે કહે, અને જેથી એની ખાતરી થાય તેમ કર.' આ સાંભળીને **શકુન્તલા** અતિ ધીરે સ્વરે બોલી, 'જ્યારે તેઓએ અનુરાગનો આવો ભાવ અવલંબન કર્યો છે ત્યારે હું પૂર્વ વૃત્તાન્ત સ્મરણ કરાવીને શું કરું; પરતુ આ આત્મશોધન કરવું જરૂરનું દેખાય છે, એ વાસ્તે જ કંઈ બોલું છું.' આમ કહીને, રાજાને સંબોધીને બોલી, 'આર્યપુત્ર! આટલા શબ્દ કહીને તરત અટકી; જ્યારે વિવાહમાં સંદેહ જન્મ્યો છે ત્યારે આર્યપુત્ર શબ્દનો વ્યવહાર કરવો અનાવશ્યક છે.' એવું કહીને ફરી કહેવા લાગી, '**પૌરવ**! હું સરલ હૃદયની છું, સારું નરસું કંઈ જ જાણતી નથી. જે વેળાએ તપોવનમાં આવી મમતા દેખાડી અને ધર્મને સાક્ષી કરી પ્રતિજ્ઞા લઈને હવે આવાં દુર્વાક્ય બોલી નાકબુલ થાવ છો, એમ કરવું શું તમને ઉચિત છે?'

રાજા આવાં **શકુન્તલા**નાં વાક્ય સાંભળીને જરા કોપાયમાન

થઇને બોલ્યો, 'ઋષિતનયે! જેમ વર્ષા ઋતુમાં નદી વૃક્ષોને પાડે છે અને પોતાના પ્રવાહને પણ મેલો કરે છે, તેમ તમે મારામાં પડ્યાં છો અને મારા કુલને કલંકિત કરવાને તૈયાર થયાં છો.' શકુન્તલા આવાં રાજાનાં વચન સાંભળીને બોલી, 'ઠીક, જો તમે યથાર્થ જ પરિણામમાં સંદેહ કરીને પરસ્ત્રી સમજીને ગ્રહણ કરવામાં શંકાયમાન થાવ છો તો કંઈ અભિજ્ઞાન (એટલે નીશાની) દેખાડીને તમારી શંકા દૂર કરું છું.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'એ ઘણી જ સારી વાત છે, શી નિશાની દેખાડો છો તે દેખાડો.' શકુન્તલાએ રાજાએ આપેલી વીંટી પોતાના લુગડાને છેડે બાંધી રાખી હતી. હમણાં ગભરાતી વીંટી છોડવા જાય છે તો છેડે બાંધેલી વીંટી જોઈ નહિ. આથી તે વિષણ્ણા અને ફીકીફક્ક થઇને ગૌતમીના મુખ સામું જોતી રહી. ગૌતમીએ કહ્યું, 'મને ભાસે છે કે તેં વીંટી મજબુત બાંધી નહિ હશે, નદીમાં નહા-વાની વેળાએ પડી ગઈ હશે.'

રાજા આવાં વચન સાંભળી જરા હસીને બોલ્યો, 'સ્ત્રીજાતિ અત્યન્ત શીઘ્ર કલ્પના કરનારી છે, એ વાત પ્રસિદ્ધ છે, એનું એક ઉત્તમ ઉદાહરણ અહિં જોવામાં આવે છે.'

શકુન્તલાએ રાજાનો આવો ભાવ જોઈ મ્રિયમાણા થઇને કહ્યું, 'હું દૈવની પ્રતિકૂલતાને લીધે વીંટી દેખાડવામાં અસમર્થ થઈ છું ખરી, પરંતુ હવે એવી કંઈ વાત કહીશ કે તે સાંભળ્યાથી જરૂર તમને પૂર્વ વૃત્તાન્ત યાદ આવશે.' રાજાએ કહ્યું, 'હવે સાંભળવું જોઇએ, શું કહીને મારી ખાતરી થાય તે કહો.' શકુન્તલાએ કહ્યું, 'યાદ કરીને જુઓ, એક દિવસે તમે અને હું નવમાલિકા મંડપમાં બેઠાં હતાં. તમારા હાથમાં એક પાણીથી ભરેલું, પદ્મ પત્રના મૂલનું પ્યાલું હતું.' રાજાએ કહ્યું. 'ઠીક.' પછી શકુન્તલા બોલી,'તે સમય મારો કરી લીધેલો પુત્ર–દીર્ઘાપાંગ નામનું હરણનું બચ્ચું–ત્યાં આવ્યું. તમે એને તે પાણી પીવા માટે બોલાવવા લાગ્યા, પણ તમે અજાણ્યા હોવાથી તે તમારી પાસે આવ્યું નહિ; પછી મેં તે

પ્યાલું હાથમાં લીધું એટલે તરત તે આવીને પાણી પીવા લાગ્યું. તે વેળાએ તમે મશ્કરીમાં બોલ્યા હતા કે, 'સર્વે સજાતીય ઉપર વિશ્વાસ રાખે છે,' તમે બન્ને અરણ્યવાસી છો તેથી તે તમારી પાસે આવ્યું. રાજા આ સાંભળીને જરા હસીને બોલ્યો, 'કામિની-ઓનાં આવાં મધુર પ્રવંચનનાં વાક્ય વિષયાસક્ત મનુષ્યોને વશીકરણ યંત્રસ્વરૂપ પ્રમાણે થાય છે.' ગૌતમી આવાં રાજાનાં વાક્ય સાંભળીને જરા ક્રોધાયમાન થઇને બોલી, 'મહારાજ! આ જન્મથીજ તપોવનમાં પ્રતિપાલિતા થઈ છે. પ્રવંચના કોને કહે છે તે એ જાણતી નથી.' રાજા આના ઉત્તરમાં બોલ્યો, 'હે વૃદ્ધ તાપસિ! પ્રવંચના એ સ્ત્રી જાતિની સ્વભાવસિદ્ધ વિદ્યા છે, શિખાવવી પડતી નથી; મનુષ્યની વાતો પડતી મૂકીએ, પશુ પક્ષીઓમાં પણ શિખાવ્યા શિવાય પ્રવંચના કરવામાં નૈપુણ્ય જોવામાં આવે છે. જુઓ, કોઇ શિખાવતું નથી તે છતાં કોકિલો કેવી પ્રવંચના કરી, પોતાનાં બચ્ચાંઓને બીજાં પક્ષીઓથી પ્રતિપાલિત કરી લે છે.' આ સાંભળી શકુન્તલા કોપાયમાન થઇને બોલી, 'અનાર્ય! તું જેમ પોતાને છેતરે છે તેમ બીજાને ધારે છે.' રાજાએ કહ્યું, 'તાપસકન્યે! દુષ્યન્ત છૂપી રીતે કંઈ પણ કર્મ કરતો નથી, જ્યારે જે કર્યું છે તે સર્વત્ર પ્રસિદ્ધ છે. કોઈ બતાવે કે મેં તારું પાણિગ્રહણ કર્યું છે.' શકુન્તલાએ કહ્યું, 'શું તું મને સ્વેચ્છાચારિણી કહે છે. જ્યારે મેં મધુમુખ પાષાણ હૃદયના હાથમાં આત્મસમર્પણ કર્યો છે ત્યારે મારા ભાગ્યમાં આમ બનશે એમાં કંઈ વિચિત્ર નથી.' એવું કહીને લુગડાનો છેડો લઇને શકુન્તલા રોવા લાગી.

આથી શાર્ઙ્ગરવે કહ્યું, 'પ્રથમ આગળ પાછળનો વિચાર ન કરતાં જે કર્મ કરવામાં આવે છે, તેને અંતે આવો સંતાપ કરવો પડે છે. એ વાસ્તે સઘળાં કર્મ, વિશેષ કરીને જે નિર્જનમાં કરવામાં આવે તેના ઉપર સારી પેઠે વિચાર કર્યાં પછી કરવાં જોઇએ. પરસ્પરના મનની પરીક્ષા નહિ કરતાં બંધુતા કર્યાંથી અંતે તે મિત્રના શત્રુ થાય છે.' શાર્ઙ્ગરવનાં તિરસ્કારયુક્ત વાક્ય સાંભળીને રાજાએ

કહ્યું, 'શા માટે આપ સ્ત્રીની વાત ઉપર વિશ્વાસ રાખીને મારા ઉપર અકારણે આવો દોષ આરોપો છો?' **શાર્ઙ્ગરવ** આથી જરા ક્રોધાયમાન થઇને બોલ્યો, 'જે માણસ જન્મ લઇને ચાતુરી શીખ્યો નથી, તેની વાત શું અપ્રમાણ છે, અને જેઓ પરપ્રતારણા વિદ્યા તરીકે શિખે છે, તેઓની વાત પ્રમાણ થશે.' આ સાંભળીને રાજાએ **શાર્ઙ્ગરવ**ને કહ્યું, 'મહાશય! આપ મોટા યથાર્થવાદી છો. હું કબુલ કરું છું કે, છેતરવું એ જ મારી વિદ્યા અને ઉદ્યોગ છે, પરંતુ આપને પૂછું છું કે એને છેતરીને મને શો લાભ થશે?' **શાર્ઙ્ગરવ**નું શરીર કોપથી ધ્રૂજ્યું અને ધ્રૂજતાં ધ્રૂજતાં તે બોલ્યો, 'સત્યાનાશ થાવ!' રાજાએ કહ્યું, 'પુરુવંશીયોનો નાશ થાવો, એ વાત અસંભવ છે.'

આવી રીતે બન્નેમાં વિવાદારંભ થયેલો જોઇને **શારદ્વતે** કહ્યું, '**શાર્ઙ્ગરવ**! હવે વધારે બોલવાની જરૂર નથી; આપણે ગુરુની આજ્ઞા પ્રમાણે કામ કર્યું છે; હવે આપણે પાછા જઇએ.' એમ કહી રાજાની તરફ મ્હોં ફેરવીને કહ્યું, 'મહારાજ! આ તમારી પત્ની છે. ઇચ્છા હોય તો તેને ગ્રહણ કરો, ઇચ્છા હોય તો ત્યાગ કરો, પત્નીના ઉપર લગ્ન કરનારનું સર્વ પ્રકારનું માલકપણું છે.' આમ કહીને **શાર્ઙ્ગરવ**, **શારદ્વત** અને **ગૌતમી** જવા નીકળ્યાં.

**શકુન્તલા** સર્વને જતાં જોઇને અશ્રુપૂર્ણ લોચનથી કહેવા લાગી, 'એણે તો મારું આવું કર્યું છે, તમે પણ મને મૂકીને ચાલ્યાં જાઓ છો, મારી હવે શી ગતિ થશે.' આમ કહીને તેઓની પછવાડે જવા લાગી. **ગૌતમી** જરા ઉભી રહીને કહેવા લાગી, 'બેટા **શાર્ઙ્ગરવ**! **શકુન્તલા** રોતી રોતી આપણી સાથે આવે છે, જુઓ રાજાએ પાછી મોકલી. અહિંઆં રહીને શું કરશે ત્યારે હું કહું છું કે, આપણી સાથે ભલે આવે.' આવાં **ગૌતમી**નાં વચન સાંભળીને **શાર્ઙ્ગરવ** ક્રોધાયમાન થઇને મુખ ફેરવીને બોલ્યો, 'પાપણિ! કેવી સ્વતંત્રતા અવલંબન કરી હતી!' આ સાંભળીને **શકુન્તલા** ભયથી ધ્રૂજવા લાગી. આથી **શાર્ઙ્ગરવે** **શકુન્તલા**ને કહ્યું, 'જો રાજા જે પ્રમાણે કહે છે, જો તું યથાર્થ તે પ્રમાણેની

હોય તો તું સ્વેચ્છાચારિણી થાય છે; તાત કણ્વે તારું મુખ જોશે નહિ. અને જો તું મનમાં પોતાને પતિવ્રતા તરીકે જાણતી હોય તો પતિગૃહમાં રહીને દાસીનું કામ કરવું એ તને ઉત્તમ છે.' એટલા માટે તું અહિઆં રહે, અમે જઇએ છીએ.

આવી રીતે તપસ્વીઓને જતાં જોઇને રાજાએ શાર્ઙ્ગરવને સંબોધીને કહ્યું, 'મહાશય! આપ એને શા માટે પ્રવંચના દો છો? પુરુવંશીયો પ્રાણાન્તે પરવનિતાપરિગ્રહમાં પ્રવૃત્ત થતા નથી; ચંદ્ર કુમુદિનીને પ્રફુલ્લ કરે છે, સૂર્ય કમલિનીને ઉલ્લાસિત કરે છે.' આ સાંભળીને શાર્ઙ્ગરવ બોલ્યો, 'મહારાજ! આપ પારકી સ્ત્રીની આશંકા કરીને, અધર્મ ભયથી શકુન્તલા પરિગ્રહમાં પરાઙ્મુખ થાવ છો; પરંતુ આ પણ અસંભવ નથી કે, આપ પૂર્વ વૃત્તાન્ત વિસ્મૃત થયા હો.' એ સાંભળીને રાજા, પાસે બેઠેલા પુરોહિતની તરફ નજર કરીને બોલ્યો, 'મહાશયને વ્યવસ્થા પૂછું છું, પાતકનું લાઘવ ગૌરવ વિચાર કરીને આ વિષય સંબધી શું કરવું જોઇએ? હું પૂર્વવૃત્તાન્ત વિસ્મૃત થયો છું અથવા આ સ્ત્રી ખોટું કહે છે, એવા સંદેહ સ્થળમાં હું દારત્યાગી થાવું અથવા પરસ્ત્રીસ્પર્શપાતકી થાવું?'

પુરોહિત આ બધું સાંભળીને થોડીવાર વિચાર કરીને બોલ્યો, 'ઠીક મહારાજ! જો આમ કરવામાં આવે તો કેમ.' રાજાએ કહ્યું, 'શી આજ્ઞા છે તે કહો.' પુરોહિતે કહ્યું, 'ઋષિતનયા પ્રસવ કાલ પર્યન્ત આ જગાએ રહે. કદાચ તમે પૂછશો શા માટે તે રહે? તેના ઉત્તરમાં હું કહું છું કે, સિદ્ધ પુરુષોએ કહ્યું છે કે, તમારો પહેલો પુત્ર ચક્રવર્ત્તિ લક્ષણવાળો થશે. જો મુનિ દૌહિત્ર તેવા લક્ષણનો જન્મે તો એને ગ્રહણ કરજો; નહિ તો એને પિતૃની પાસે મોકલાવી દેજો.' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'જેવી આપની અભિરુચિ.' તે વેળાએ પુરોહિતે કહ્યું, 'ત્યારે પ્રસવકાલ પર્યન્ત મારા ઘરમાં લઈ જઇને રાખું છું.' ત્યાર પછી તેણે શકુન્તલાને કહ્યું, 'બેટા! મારી જોડે ચાલ.' શકુન્તલા 'પૃથિવી!

માર્ગ દો, એટલે હું તારામાં પ્રવેશ કરું. હવે હું આ પ્રાણ રાખીશ નહિ.' એવું કહી રોતી રોતી પુરોહિતની પછવાડે ગઈ.

બધાં ગયા પછી રાજા ઘણો જ ઉન્મના થઇને શકુન્તલાના વિશે એકાગ્રચિત્તથી વિચાર કરતો બેઠો એટલામાં 'કેવો આશ્ચર્ય વ્યાપાર!' 'કેવો આશ્ચર્ય વ્યાપાર!' આવાં વ્યાકુલતા ભરેલાં વાક્ય રાજાને કાને પડ્યાં. ત્યારે તેણે 'શું થયું! શું થયું છે' કરીને પાસે ઉભેલા પ્રતિહારીને પૂછ્યું. પુરોહિત, તરત રાજાની પાસે આવીને વિસ્મયોત્ફુલ્લ લોચનથી ગભરાયલા વચનથી કહેવા લાગ્યો, 'મહારાજ! ઘણું જ અદ્ભુત કામ થઈ ગયું છે. તે સ્ત્રી મારી જોડે આવતી આવતી અપ્સરાતીર્થની પાસે પોતાના અદૃષ્ટને ઠપકો આપીને તેણે ઉચ્ચૈઃ સ્વરથી રોવાનો આરંભ કર્યો, એટલામાં એક જ્યોતિઃ પદાર્થ સ્ત્રી વેશમાં એકદમ ઉત્પન્ન થઇને, તેને લઇને અંતર્હિત થયો.' રાજાએ કહ્યું, 'મહાશય! જે થયું છે તેના વિશે હવે વિચાર કરવાની જરૂર નથી, આપ હવે ઘેરે પધારો.' પુરોહિત, 'મહારાજનો જય થાય' એવો આશીર્વાદ દઇને જતા રહ્યા. રાજા પણ શકુન્તલાનું વૃત્તાન્ત સાંભળીને અત્યંત વ્યાકુલ થયો હતો, એટલા માટે સભા વિસર્જન કરીને સૂવાના ઓરડામાં ગયો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

નદીમાં નહાવાની વેળાએ રાજાએ આપેલી વીંટી શકુન્તલાના લુગડાના છેડામાંથી છુટીને પાણીમાં ડુબી ગઈ હતી. પાણીમાં ડુબતામાં જ એક મોટી માછલી તેને ગળી ગઈ. તે માછલી કેટલાક દિવસ વિત્યા પછી એક માછીની જાળમાં આવી. માછલી પકડનારે તેને કાપી એટલે તેના પેટમાંથી વીંટી મળી. વીંટી જડ્યાથી તે ઘણો જ આનંદિત મનથી એક ઝવેરીને ત્યાં વેચવા ગયો. ઝવેરીએ એ મણિમય વીંટીમાં રાજાનું નામ કોતરેલું જોઇને, માછીને ચોર તરીકે સમજીને નગરપાળને ખબર પહોંચાડ્યા. કોટ-

વાળે આવીને માછલી પકડનારને બાંધીને પછી પૂછ્યું, 'અરે ચોર! તને આ વીંટી ક્યાંથી મળી તે કહે?' માછીએ કહ્યું, 'મહારાજ! હું ચોર નથી.' આ સાંભળીને નગરપાળ બોલ્યો, 'જો તું ચોર નથી તો આ વીંટી કેમ મળી? જો તેં ચોરી નથી તો શું રાજાએ સુબ્રાહ્મણ જોઇને તને આપી હતી.'

આમ કહીને નગરપાળે ચૌકીદારને હુકમ કર્યો, એટલે ચૌકીદાર તેને મારવા લાગ્યો. માછીએ કહ્યું, 'હે ચૌકીદાર! હું ચોર નથી, મને શા માટે મારે છે; મને કેવી રીતે આ વીંટી મળી છે તે કહું છું. હું માછલાં પકડવાનો ધંધો કરું છું.' નગરપાળ આ સાંભળીને કોપાયમાન થઇને બોલ્યો, 'મેં શું તારી જાતિ કુળ પૂછ્યું છે? આ વીંટી કેવી રીતે તારા હાથમાં આવી.' માછીએ કહ્યું, 'આજે સવારે મેં શચીતીર્થમાં જાળ નાખી હતી ને થોડીવારે એક મોટી માછલી મારી જાળમાં આવી, તેને કાપી તેના પેટમાંથી આ વીંટી મળી. ત્યાર પછી આ દુકાનમાં આવીને દેખાડતો હતો, એટલામાં આપે મને પકડ્યો. આના શિવાય બીજું હું કંઈ જાણતો નથી. મને મારવો હોય તો મારો, કાપવો હોય તો કાપો, મેં ચોરી કરી નથી.'

નગરપાળે આ સાંભળીને વીંટીનો વાસ લઈ જોયો. વીંટીમાંથી માછલાનો વાસ નીકળ્યો, તેથી તેણે સંદેહવાન થઇને ચૌકીદારને કહ્યું, 'તું આને અહિં સાવચેતથી બેસાડી રાખ. હું રાજમંદિરમાં જઈ આ સર્વ વૃત્તાન્ત રાજાને કહું છું. રાજા સાંભળીને જેવી અનુમતિ આપશે તેમ કરીશું.' એમ કહી કોટવાળ વીંટી લઈ રાજભવનમાં ગયો; અને થોડીવારમાં પાછો આવીને ચૌકીદારને કહ્યું, 'જલદીથી માછીના બંધ છોડી નાંખ, એ ચોર નથી. વીંટી મળવાના સંબંધમાં જે તેણે કહ્યું હતું તે ખોટું નથી. બીજું રાજાએ એને વીંટીના મૂલ્યના અનુરૂપ આ મહામૂલ્ય બક્ષીસ આપી છે.' એમ કહીને ભેટ આપી. નગરપાળે માછલાં પકડનારાને વિદાય કર્યો અને ચૌકીદારને જોડે લઇને પોતાને સ્થાને ગયા.

પેલી બાજુએ વીંટી હાથમાં આવતાંજ શકુન્તલાવૃત્તાન્ત

અથથી તે ઇતિ સુધી રાજાની સ્મૃતિમાં આવ્યો, ત્યારે તે ઘણો મુઝાઇને ઘણો જ વિલાપ અને પરિતાપ કરવા લાગ્યો, અને શકુન્તલાના પુનર્દર્શન વિષયમાં ઘણો જ નિરાશ થઇને સઘળા વિષયમાં નિતાંત નિરુત્સાહ થયો. ખાવું પીવું રાજકાર્ય પર્યાલોચના એકીવારે છૂટ્યું. શકુન્તલાના વિચારમાં ઘણો મગ્ન થઇને તે સર્વદા મ્લાન વદનથી કાલમાપન કરતો હતો, કોઇની સાથે વાતચીત કરતો નહોતો, કોઇને પણ પોતાની પાસે આવવા દેતો નહોતો, કેવળ પ્રિય વયસ્ય માધવ્ય સર્વદા તેની સામે બેસી રહેતો હતો. માધવ્યે સાન્ત્વના વાક્યથી સમજાવવાનો આરંભ કર્યો, એથી તેનો શોકસાગર ઉછળ્યો, આંખોમાંથી અવિરત ધારા વહેવા માંડી.

એક દિવસે રાજાના વિનોદને માટે માધવ્ય તેને પ્રમદવનમાં લઈ ગયો. બન્ને શીતલ શિલા ઉપર બેઠા. માધવ્યે પૂછ્યું, 'ઠીક વયસ્ય! જો તમે તપોવનમાં શકુન્તલાની જોડે વિવાહ કર્યો હતો તો શા માટે તે આવી હતી તેને પાછી વાળી?' રાજા આવાં માધવ્યનાં વચનો સાંભળીને લાંબો શ્વાસ ખેંચીને બોલ્યો, 'વયસ્ય! આ વાત હવે શા માટે પૂછે છે? રાજધાનીમાં પાછો આવીને હું શકુન્તલા વૃત્તાન્ત એકીવારે વિસરી ગયો હતો. શા માટે ભૂલી ગયો હતો તે હું સમજી શકતો નથી. તે દિવસે પ્રિયા ઘણી રીતે સમજાવવાનો યત્ન કરતી હતી, પરંતુ મારી એવી મતિચ્છન્ન થઈ હતી કે, કોઈ રીતે યાદ આવ્યું નહિ. તેને સ્વેચ્છાચારિણી ધારીને, કેટલાંક ન કહેવાનાં વાક્ય કહીને અવમાનના કરી છે, આવું કહેતાં કહેતાં આંખો આંસુથી ભરાઈ ગઈ, વાક્શક્તિ રહિતના પ્રમાણે થઇને થોડીવાર સ્તબ્ધ થઇને બેઠો.' ત્યાર પછી માધવ્યને કહ્યું, 'ઠીક હું તો ભૂલી ગયો હતો, તને તો મેં સર્વ કહ્યું હતું ને તેં શા માટે કથાપ્રસંગમાં કોઈ પણ દિવસે શકુન્તલાની વાત કાઢી નહિ? તું પણ શુ મારી પેઠે વિસરી ગયો હતો?'

આ સાંભળીને માધવ્યે કહ્યું, 'વયસ્ય! તેમાં મારો દોષ નથી, તમે સર્વ કહ્યા પછી અંતે કહ્યું હતું કે શકુન્તલા સંબંધી

જે સર્વ કહ્યું છે, તે સર્વ પરિહાસ માત્ર છે, વાસ્તવિક નથી. હું પણ ઘણો જ મૂર્ખ કે તમારી છેલ્લી વાતને ખરી ગણીને વિશ્વાસ કર્યો હતો, આ વાસ્તે મેં કદી પણ તે વાત પછી કાઢી નહોતી. વિશેષતઃ તમે તેને પાછી ફેરવી તે દિવસે હું તમારી પાસે નહોતો. જો હોત તો જે કંઈ સાંભળ્યું હતું તે વખતે કહેત.' રાજાએ લાંબો શ્વાસ લઇને આંસુ ભરેલી આંખોથી શોકાકુલ વચનથી કહ્યું, 'વયસ્ય ! કોને દોષ દઉં, સર્વ મારાં અદૃષ્ટનો દોષ છે. એવું કહીને ઘણો જ શોકમાં નિમગ્ન થયો. ત્યારે માધવ્ય બોલ્યો, 'વયસ્ય ! આવી રીતે શોકમાં અભિભૂત થવું તમને ઉચિત નથી. જુઓ સત્પુરુષો શોક મોહમાં વશીભૂત થતા નથી. પ્રાકૃત જનો જ શોક અને મોહના વશીભૂત થાય છે. જો બન્ને વાયુના દબાણથી વિચલિત થાય તો ઝાડ અને પર્વતમાં ફરક શો ? તમે ગાંભીર્ય, ધીરજ પકડો અને શોકનો વેગ સમાવો.'

પ્રિયવયસ્યનાં પ્રબોધવાક્ય સાંભળીને રાજાએ કહ્યું, 'સખે ! જો કે હું ઘણો જ અજ્ઞાની નથી. પરંતુ મારું મન કોઇ પણ રીતે માનતું નથી, શું કહીને તેને સમજાવું. ફેરવ્યા પછી, પ્રિયા જતી વેળાએ ઘણી જ કાતરતા દેખાડીને મારી તરફ જે વારંવાર રડતી આંખે જોતી હતી, તે કાતર દૃષ્ટિપાત મારી છાતીમાં વિષદિગ્ધ તીરની પેઠે હમણાં ખુંચે છે. મેં તે વેળાએ તેના ઉપર જે ક્રૂરપણાંનો વ્યવહાર કર્યો છે, તે મનમાં આવ્યાથી મારા હૃદયના ટુકડા થાય છે. મર્યાં છતાં મારું એ દુઃખ જનાર નથી.'

માધવ્યે રાજાને ઘણો જ મુંઝાયલો જોઈ, આશા આપવા માટે કહ્યું, 'વયસ્ય ! એટલા મુંઝાવો ના; થોડા દિવસ પછી ફરી શકુન્તલાની સાથે સમાગમ થશે. રાજા આ સાંભળીને બોલ્યો, 'વયસ્ય ! હું એક પળને માટે પણ તેવી આશા રાખતો નથી. હવે હું પ્રિયાને ફરી જોવા પામીશ નહિ. આખા જન્મનું મારું સુખ જતું રહ્યું છે. નહિ તો તે વેળાએ મારી એવી દુર્બુદ્ધિ કેમ થાય ?' માધવ્યે કહ્યું, 'વયસ્ય ! કોઈ પણ વિષયમાં એકદમ

નાઉમેદ થવું ના જોઇએ. ભવિષ્યની વાત કોણ કરી શકે છે? જુઓ, આ વીંટી જે ફરી તમારા હાથમાં આવશે એ કોણ ધારતું નથી.'

આ સાંભળીને વીંટીને જોઇને રાજા એને સચેતન પ્રમાણે સંબોધન દઇને બોલ્યો, 'હે વીંટી! તું પણ મારી પેઠે હતભાગ્ય છે નહિ તો પ્રિયાની કમનીય કોમળ આંગળીમાં જગા મેળવીને શા માટે ફરી દુર્લભ સ્થાનમાંથી ભ્રષ્ટ થઈ?' માધવ્યે કહ્યું, 'વયસ્ય! તમે કિયે ટાણે તેની આંગળીમાં વીંટી પહેરાવી હતી?' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'રાજધાનીમાં આવવાની વેળાએ, પ્રિયા રડતી આંખે મારો હાથ ઝાલીને બોલી, 'આર્યપુત્ર! ક્યારે તમે મને તમારી પાસે લઈ જશો?' ત્યારે મેં આ વીંટી તેની કોમળ આંગળીમાં પહેરાવીને કહ્યું, 'પ્રિયે! દરરોજ મારા નામનો એક એક અક્ષર ગણીશ અને જ્યારે ગણતરી પૂરી થશે, ત્યારે મારાં માણસો આવીને તને લઈ જશે.' પ્રિયાની પાસે સરલ હ્રદયથી આ પ્રતિજ્ઞા કરીને આવ્યો હતો, પરંતુ મોહાંધ થઈ એકીવારે ભૂલી ગયો.'

આ સાંભળીને માધવ્યે કહ્યું, 'વયસ્ય! આ વીંટી કેવી રીતે માછલીએ ગળી?' રાજાએ કહ્યું, 'મેં સાંભળ્યું છે કે શચીતીર્થમાં સ્નાન કરતી વેળાએ પ્રિયાના લુગડાના છેડામાંથી છુટી ને પાણીમાં પડી.' આ સાંભળીને માધવ્ય બોલ્યો, 'હા એમ થવું સંભવિત છે ખરું. પાણીમાં ડુબ્યા પછી માછલી ગળી ગઈ હશે.' રાજા વીંટી ઉપર નજર કરીને બોલ્યો, 'હું આ વીંટીનો યથાયોગ્ય તિરસ્કાર કરીશ.' એમ કહીને કહેવા લાગ્યો, 'હે વીંટી! પ્રિયાના કર પલ્લવનો ત્યાગ કરીને, પાણીમાં ડુબી એમાં તને શો લાભ થયો તે કહે? અથવા તારો તિરસ્કાર કરવો ગેરવાજબી છે; કારણ અચેતન માણસ કદી પણ ગુણગ્રહણ કરી શકતો નથી; નહિ તો હું શા વાસ્તે પ્રિયાનો પરિત્યાગ કરું?' આમ કહીને અશ્રુપૂર્ણ નયનથી શકુન્તલાને ઉદ્દેશીને કહેવા લાગ્યો, 'પ્રિયે! મેં તમારો

અકારણથી પરિત્યાગ કર્યો છે, અનુતાપાનલમાં મારું હૃદય દગ્ધ થઈ જાય છે, દર્શન દઈને પ્રાણની રક્ષા કરો.

રાજા શોકાકુલ થઈ, આવો વિલાપ કરે છે. એવી વેળાએ ચતુરિકા નામની દાસી એક ચિત્રફલક લાવી. રાજા ચિત્તવિનોનાર્થે એ ચિત્રફલક ઉપર પોતાને હાથે શકુન્તલાનું ચિત્ર ચિત્રેલું હતું. માધવ્ય તે જોઈ આશ્ચર્ય બનીને બોલ્યો, 'વયસ્ય! તમે ચિત્રફલકમાં કેવી અસાધારણ નૈપુણ્યતા દેખાડી છે! આ જોયાથી કોઈ પણ રીતે ચિત્ર જણાતું નથી. કેવી લાવણ્યની માધુરી છે? કેવું શરીરનું સૌંદર્ય છે? કેવો પ્રેમાળ ભાવ છે! મુખારવિંદમાં કેવો સલજ્જપણાનો ભાવ પ્રકાશ પામે છે!' આ સાંભળીને રાજાએ કહ્યું, 'સખે! તેં પ્રિયાને જોઈ નથી, એ માટે જ મારા ચિત્રનૈપુણ્યની આટલી પ્રશંસા કરે છે. જો તેને જોત તો તું આ ચિત્રથી કદી પણ સંતુષ્ટ થાત નહિ. તેના અલૌકિક રૂપલાવણ્યના કંઈક ભાગ માત્ર આ ચિત્રફલકમાં આવિર્ભૂત થયા છે.' એવું કહીને દાસીને કહ્યું, 'ચતુરિકે! પીછી અને રંગો લઈ આવ. હજી ઘણાક ભાગો ચિતરવા કરવાના બાકી છે.'

આમ કહી ચતુરિકાને વિદાય કરીને રાજા માધવ્યને કહેવા લાગ્યો; 'સખે! મેં સ્વાદુશીતલ નિર્મળ જલપૂર્ણ નદીનો ત્યાગ કરી, હમણાં હું શુષ્કકંઠ થઈ મૃગતૃષ્ણિકામાં તરસની શાન્તિ કરવામાં ગુંથાયો છું; પ્રિયાને મેળવીને તેનો ત્યાગ કર્યો. હવે ચિત્રદર્શનદ્વારા ચિત્તવિનોદનો યત્ન કરું છું.' માધવ્યે પૂછ્યું, 'વયસ્ય! ચિત્રફલકમાં બીજું શું ચિતરશો?' રાજાએ ઉત્તર આપ્યો,' તપોવન અને માલિની નદી ચિતરીશ. જેવા મેં હરણોને તપોવનમાં સ્વચ્છંદે અહિંથી તહિં ફરતાં જોયાં હતાં અને હંસો માલિની નદીમાં રમતાં જોયાં હતાં, તે સર્વ ચિત્રિત કરીશ. બીજું પ્રથમ દર્શનદિવસે પ્રિયાના કાનમાં શિરીષ પુષ્પનું જેવું અલંકાર જોયું હતું, તે પણ ચિતરીશ.'

આવી રીતની વાતચીત થાય છે, એટલામાં પ્રતિહારીએ આવી રાજાના હાથમાં એક પત્ર આપ્યો. રાજાએ તે ઉઘેડીને

વાંચ્યો; તેથી તે ઘણો જ દુઃખી થયો. માધવ્યે પૂછ્યું 'વયસ્ય! કયાંનો પત્ર છે? પત્ર વાંચીને આટલો ખેદ શામાટે કરો છો?' રાજાએ કહ્યું, 'વયસ્ય! ધનમિત્ર નામનો એક સાંયાત્રિક સમુદ્ર-માર્ગનો વ્યાપાર કરતો હતો. સમુદ્રમાં વહાણ ડૂબી ગયાથી તેનો પ્રાણવિયોગ થયો છે. તે માણસને સંતાનાદિ નથી. નિઃસન્તાનના ધનનો રાજા અધિકારી છે. એ વાસ્તે મંત્રી મને તે સર્વ ધન લેવાને લખે છે. જો, વયસ્ય! નિઃસન્તાન થવું, એ કેટલો દુઃખનો વિષય છે! નામલોપ થાય છે, વંશલોપ થાય છે, અને ઘણા કષ્ટથી મેળવેલું ધન બીજાના હાથમાં જાય છે. એના કરતાં બીજા ખેદનો વિષય શું હોય!' આમ કહીને, દીર્ઘ નિઃશ્વાસ લઇને બોલ્યો; 'હું મરીશ તો મારું પણ નામ, વંશ અને રાજ્યની ગતિ આ પ્રમાણેની થશે.'

રાજાનો આવી રીતનો દુઃખદાયક અફસોસ સાંભળીને માધવ્યે કહ્યું, 'વયસ્ય! તમે શા માટે અકારણ આટલો પરિતાપ કરો છો? તમારું વય હજી પુત્ર ઉત્પન્ન કરવાથી વીત્યું નથી. થોડા દિવસમાં તમે જરૂર પુત્રનું મુખ જોશો.' રાજા આ સાંભળીને બોલ્યો, 'વયસ્ય! તું મને શા માટે વૃથા આશા આપે છે? હાજરનો ત્યાગ કરીને અનુપસ્થિતની આશા રાખવી, એ મૂઢનું કામ છે. મેં જ્યારે મૂર્ખપણામાં પ્રિયાનો ત્યાગ કર્યો છે, ત્યારે હવે મને પુત્રમુખનિરીક્ષણની આશા નથી.'

આવી રીતે થોડોવાર સુધી વિલાપ કરી, રાજાએ અપુત્રતાના શોકને સમાવીને પ્રતિહારીને કહ્યું, 'મેં સાંભળ્યું છે કે, ધનમિત્રને ઘણીક ભાર્યાઓ છે, તેમાંથી કદાચ કોઈ ગર્ભવતી હોય. મંત્રીને તે વિષયની તજવીજ કરવાને કહે.' પ્રતિહારી બોલ્યો; 'મહારાજ! અયોધ્યાનિવાસી શ્રેષ્ઠીની કન્યા ધનમિત્રની એક ભાર્યા છે. મેં સાંભળ્યું છે કે શ્રેષ્ઠી કન્યા ગર્ભવતી થઈ છે.' આ સાંભળીને રાજાએ કહ્યું, 'ત્યારે મંત્રીને કહે કે, તે ગર્ભમાંનું સંતાન ધનમિત્રના સઘળા ધનનો વારસ થશે.'

આ આદેશ દઇને પ્રતિહારીને વિદાય કરી, રાજાએ માધવ્યની જોડે ફરી શકુન્તલા સંબંધી વાતચીત કરવાનો આરંભ કર્યો. એવામાં ઇન્દ્રસારથિ માતલિ, દેવરથ લઇને ત્યાં આવી ચઢ્યો. રાજા, જોઇને આહ્લાદિત થઇને માતલિને સ્વાગત પૂછ્યા પછી આસન લેવાને કહ્યું. માતલિ આસન ઉપર બેસીને બોલ્યો; 'મહારાજ ! દેવરાજે જેને માટે મને આપની પાસે મોકલ્યો છે, તે હું આપને નિવેદન કરું છું, તે સાંભળો; 'કાલનેમિનો પુત્ર દુર્જય બીજા કેટલાક દુર્દાન્ત દાનવ મેળવીને દેવતાઓનો મોટો શત્રુ થઈ પડ્યો છે; કેટલાક દિવસને માટે દેવલોકમાં જઇને આપે દુર્જય દાનવોને દમન કરવા પડશે.' રાજાએ કહ્યું, 'દેવરાજના આ આદેશથી સવિશેષ અનુગ્રહિત થયો છું.' ત્યાર પછી માધવ્યને સંબોધીને કહ્યું, 'વયસ્ય ! મંત્રીને કહે કે, હું થોડા દિવસને માટે દેવકાર્યમાં લાગેલો છું; હું આવું ત્યાં સૂધી તમે એકલા રાજકાર્યની વ્યવસ્થા કરજો.

આવું કહીને સજ્જ થઈ, રાજા ઈન્દ્રરથમાં બેસીને દેવલોક તરફ જવા નિકળ્યા.



## પ્રકરણ ૭ મું

રાજા, દાનવ જયકાર્યમાં વ્યાપીને દેવલોકમાં થોડા દિવસ રહ્યો. દેવકાર્ય સંપૂર્ણ કર્યા પછી, મર્ત્ય લોકમાં આવવાની વેળાએ માતલિને સંબોધી રાજાએ કહ્યું, 'જુઓ, દેવરાજ મારો મોટો સત્કાર કરે છે. હું પોતાને તે સત્કારના અનુપયુક્ત સમજીને મનમાં ઘણો જ શરમાઉ છું.' માતલિએ કહ્યું, 'મહારાજ ! એ સંકોચ બન્નેને એક સરખો છે. આપ દેવતાઓનો જે ઉપકાર કરો છો. દેવરાજકૃત સત્કારને તેના કરતાં મોટું સમજીને લજ્જાયમાન થાવ છો, દેવરાજ પણ પોતાના સત્કારને મહારાજકૃત ઉપકારને ઘણું જ અનુપયુક્ત ધારીને સંકુચિત થાય છે.'

આવાં વચન સાંભળીને રાજાએ કહ્યું, 'દેવરાજ સારથે !

એવી વાત કહેશો ના. વિદાય કરતી વેળાએ દેવરાજ જેવો સત્કાર કરે છે, તે મારા જેવા જનના મનોરથથી પણ અગોચર છે. જુઓ, સમવેત સર્વદેવની સામે, અર્દ્ધાસનપર બેસાડીને, પોતાને હાથે મારા ગળામાં મન્દારમાળા નાંખે છે. માતલિ બોલ્યો, 'આપ, વખતે વખત દાનવપરાજય કરી, દેવરાજનો જે ઉપકાર કરો છો, તે દેવરાજના સત્કારને હું તેના કરતાં વધારે સમજતો નથી. વિચાર કરીને જોવામાં આવે તો જણાશે કે આજ કાલ મહારાજના ભુજબળે કરીને દેવલોક ભય વિનાનું થયું છે.' રાજા તેના જવાબમાં બોલ્યો, 'હું વગર હરકતે દેવરાજનો આદેશ બજાવી શકું છું, તે દેવરાજના મહિમાથી જ; મુકરર કરેલા માણસો પ્રભુના પ્રભાવથી મોટાં મોટાં કામ કરી શકે છે. જો સૂર્યદેવ પોતાના રથને આગળ નહિ રાખત તો અરૂણ શું અંધકાર દૂર કરી શકત?' આ સાંભળીને માતલિ ઘણો જ આનંદિત થઇને બોલ્યો, 'મહારાજ! વિનય સદ્ગુણની શોભા, એ આપનામાં સંપૂર્ણ જોવામાં આવે છે.'

આવી રીતે વાતચીતમાં આસક્ત થઇને કેટલેક છેટે ગયા; ત્યાર પછી રાજાએ માતલિને પૂછ્યું, 'દેવરાજ સારથે! પેલો જે પૂર્વ પશ્ચિમમાં સોનાથી મઢેલો પર્વત દેખાય છે, તેનું નામ શું?' માતલિએ કહ્યું, 'મહારાજ! એ હેમકૂટ પર્વત છે. કિન્નર અને અપ્સરાઓની તે વાસભૂમિ છે; તપસ્વીઓની તપસ્યાસિદ્ધિનું તે સર્વ પ્રધાન સ્થાન છે. ભગવાન્ કશ્યપ આ ઠેકાણે તપસ્યા કરે છે.' આ સાંભળીને રાજાએ કહ્યું, 'આમ છે તો હું ભગવાનને પ્રણામ અને પ્રદક્ષિણા કરીને જઇશ. આવા મહાત્માનું નામ સાંભળીને પ્રણામ અને પ્રદક્ષિણા કર્યા શિવાય જવું, એ યોગ્ય નથી. તમે રથને થોભાવો. હું આ જગાએ ઉતરવા ઇચ્છું છું.'

રાજાનાં વાક્ય સાંભળતાં જ માતલિએ રથ થોભાવ્યો. રાજાએ રથમાંથી ઉતરીને પૂછ્યું, 'દેવરાજ સારથે! આ પર્વતના ક્યા ભાગમાં ભગવાનનો આશ્રમ છે?' માતલિએ કહ્યું, 'મહા-

રાજ! મહર્ષિનો આશ્રમ અહિંથી ઘણો જ પાસે છે. ચાલો, હું આપની જોડે આવું છું.' થોડે છેટે ગયા, એટલે એક ઋષિકુમાર રસ્તામાં મળ્યો. તેને માતલિએ પૂછ્યું, 'ભગવાન્ કશ્યપ હમણાં શું કરે છે?' ઋષિકુમારે ઉત્તર આપ્યો, 'હમણાં તેઓ પોતાની પત્ની અદિતિને અને બીજી ઋષિપત્નીઓને પતિવ્રતાધર્મ સંભળાવે છે.' આ સાંભળીને રાજા બોલ્યો, 'ત્યારે હું હમણા તેમની પાસે જઇશ નહિ.' માતલિએ કહ્યું, 'મહારાજ! આપ આ અશોક વૃક્ષની નીચે થોડોવાર રહીને વાટ જુઓ. હું મહર્ષિની આગળ આપના આવવાના સમાચાર નિવેદન કરવા જાઉં છું.' આમ કહીને માતલિએ જવા માંડ્યું.

રાજાનો જમણો હાથ ફરકવા લાગ્યો. ત્યારે તે પોતાના હાથને સંબોધન કરીને કહેવા લાગ્યો, 'હે હાથ! મેં જ્યારે ઘણા જ મૂર્ખપણાથી, પ્રિયાનો પરિત્યાગ કર્યો છે, ત્યારે હવે મારી અભીષ્ટ લાભની આશા નથી, તો તું શામાટે વૃથા ફરકે છે?' રાજા મનમાં ને મનમાં આવો અફસોસ કરે છે, એવામાં 'બેટા! આટલો ઉદ્ધત થાય છે શામાટે,' આવા શબ્દ રાજાના કાનમાં પડ્યા. રાજા સાંભળતાં જ મનમાં ને મનમાં આ રીતનો તર્કવિતર્ક કરવા લાગ્યો; 'આ અવિનયની જગ્યા નથી. અહિં તમામ જીવજંતુ સ્થાનમાહાત્મ્યથી હિંસા, દ્વેષ, મદ, માત્સર્ય વગેરેનો ત્યાગ કરી, પરસ્પર બંધુતાથી કાળ ગાળે છે. કોઇપણ કોઇના ઉપર જુલમ અથવા અનુચિત વ્યવહાર કરતા નથી. આવી જગાએ કોણ ઉદ્ધતપણાનો પ્રકાશ કરે છે? ગમે તેમ હો, આ વિષયની તપાસ કરવી જોઇએ.'

આવી રીતે આશ્ચર્ય થઇને રાજા શબ્દાનુસારે થોડો દૂર જઇને જોય છે તો એક અતિ અલ્પ વયનો બાળક સિંહના બચ્ચાના વાળ ખેંચી તેને પીડે છે, બે તાપસી પાસે ઉભી છે. આ જોઇને આશ્ચર્ય પામીને રાજા મનમાં ને મનમાં કહેવા લાગ્યો; 'તપોવનનો કેવો અનિર્વચનીય મહિમા છે! માનવશિશુ સિંહશિ-

શુના ઉપર જુલમ ગુજારે છે, અને સિંહશિશુ અવિકૃત ચિત્તથી તે જુલમ સહન કરે છે.' ત્યાર પછી થોડે છેટે જઇને તે બાળકને જોઇને સ્નેહરસપરિપૂર્ણ ચિત્તથી કહેવા લાગ્યો, 'પોતાના ઔરસ પુત્રને જોયાથી જેમ મન સ્નેહરસમાં આર્દ્ર થાય છે, તેમ આ બાળકને જોઇને મારું મન શા માટે આવું થાય છે? અથવા હું પુત્રહીન છું, તેથી આ સર્વાંગ સુંદર બાળકને જોઇને મારા મનમાં આવા સ્નેહરસનો આવિર્ભાવ થાય છે.'

પેલી બાજુએ તે બાળક સિંહના બચ્ચા ઉપર ઘણો જુલમ કરવાથી તાપસીઓ કહેવા લાગી, 'બેટા! આ સઘળા જંતુને અમે પોતાના સંતાનની પેઠે સ્નેહ કરીએ છિયે. તું શા વાસ્તે અકારણ એને કલેશ આપે છે? અમારી વાત સાંભળ, અને તેના ઉપર જુલમ ન કર. સિંહના બચ્ચાને છોડી દે, અને તારી માની પાસે જા. હવે જો તું છોડશે નહિ તો સિંહણ તને પીડશે.' બાળક આવાં વચનો સાંભળીને કંઈ પણ ભય પામ્યો નહિ. સિંહના બચ્ચા ઉપર પહેલાંના કરતાં વધારે જુલમ કરવાનો આરંભ કર્યો. તાપસીઓએ, ભયપ્રદર્શનથી તેને દૂર રાખવો, એ અસાધ્ય સમજીને પ્રલોભનાર્થે કહ્યું, 'બેટા! તું જો સિંહના બચ્ચાને છોડશે તો તને એક સારુ રમકડું આપીશ.'

રાજા આ કૌતુક જોતો જોતો ધીરે ધીરે પાસે આવતાં આવતાં તેઓની ઘણે પાસે જઈ પહોંચ્યો, પરંતુ એકાએક તેઓની સામે ન જતાં, એક ઝાડના અન્તરાલમાં ઉભો રહીને સસ્નેહ નયનથી તે બાળકને જોવા લાગ્યો. એ સમયે તે બાળક બોલ્યો; 'બતાવો, કેવું રમકડું છે તે આપો;' એમ કહીને હાથ ફેલાવ્યા. રાજા, એ બાળકના હાથ જોઈ આશ્ચર્ય પામીને મનમાંને મનમાં કહેવા લાગ્યો, 'કેવું આશ્ચર્ય!'

"આ બાળકના હાથમાં ચક્રવર્ત્તિલક્ષણ દેખાય છે." તાપસીઓની જોડે કંઈ પણ રમકડુ ન હોતું, તેથી તેઓ તરત આપી શકી નહિ, એથી બાળક ક્રોધાયમાન થઇને બોલ્યો, 'તમે તો

મને રમકડું આપ્યું નહિ, ત્યારે હું એને છોડીશ નહિ.' આવાં વચન સાંભળીને એક તાપસીએ બીજી તાપસીને કહ્યું, 'સખિ! એ વાત ઉપરથી છેતરાય એવો એ છોકરો નથી. ઝુંપડીમાં માટીનો મોર છે, તે જલદી લઈ આવ,' તાપસી માટીનો મોર લેવા ઝુંપડી તરફ ગઈ.

પ્રથમ તે બાળકને જોયાથી રાજાના અન્તઃકરણમાં સ્નેહનો સંચાર થયો હતો, તે ધીરે ધીરે વધારે ગાઢો થવા લાગ્યો. આથી મનમાં ને મનમાં કહેવા લાગ્યો, 'શા વાસ્તે આ અજાણ્યા બાળકને ખોળામાં લેવા માટે મારું મન આટલું ઉત્સુક થાય છે? પરાયો પુત્ર જોયાથી મનમાં આટલો સ્નેહોદય થાય છે, તે હું પહેલાં જાણુતો ન હોતો. આહા! જેનો આ પુત્ર છે, તે એને ખોળામાં લઇને જ્યારે એનું મુખચુંબન કરતો હશે, હસવાથી જ્યારે એના મુખમાંના અર્ધવિનિર્ગત કુન્દસન્નિભ દન્તો અવલોકન કરતો હશે, જ્યારે એના મૃદુમધુર અડધા અડધા શબ્દો સાંભળતો હશે, ત્યારે તે પુણ્યવાન્ મનુષ્ય કેવો અનિર્વચનીય પ્રીતિ મેળવતો હશે. હું અતિ દુર્ભાગી છું. સંસારમાં આવીને આ પરમ સુખથી વંચિત રહ્યો. પુત્રને ખોળામાં લઈ તેનું મુખ ચુંબન કરી, સર્વ શરીરને શીતલ કરીશ; પુત્રના અર્ધવિનિર્ગત દાંતો અવલોકન કરી, નયન યુગલને સાર્થક કરીશ અને અર્ધોચ્ચારિત મૃદુ મધુર વચન પરંપરા શ્રવણથી શ્રવણેન્દ્રિયોને પરિતૃપ્ત કરીશ. તે આ જન્મને માટે મારી તે આશાલતા નિર્મૂલ થઈ ગઈ છે.'

મોરને લાવવામાં વિલંબ થયેલો જોઇને બાળક ક્રોધાયમાન થઇને બોલ્યો, 'હજી પણ મોર આપ્યો નહિ, તો હું હવે એને છોડીશ નહિ;' એમ કહીને સિંહના બચ્ચાને અત્યંત બળપૂર્વક ખેંચવા લાગ્યો. તાપસીએ ઘણો યત્ન કર્યો, તોપણ તેના હાથમાંથી સિંહના બચ્ચાને છોડાવી શકી નહિ. તેથી તે વિરક્ત થઇને બોલી, 'આવી વખતે અહિં કોઈ ઋષિકુમાર નથી કે, જે તેને

છોડાવે.' આમ કહીને આસપાસ નજર કરીને જોવા લાગી. રાજાને ઝાડની ઓથમાં દીઠો, તેથી તે બોલી, 'મહાશય! આપ અનુગ્રહ કરીને સિંહના બચ્ચાને આ બાળકના હાથમાંથી છોડવો.' રાજા તરત પાસે જઇને તે બાળકને ઋષિપુત્ર જાણીને સંબોધનથી કહેવા લાગ્યો, 'હે ઋષિકુમાર! તમે શા માટે તપોવન-વિરુદ્ધ આચરણ કરો છો?' આ સાંભળીને તાપસી બોલી, 'મહાશય! આપ જાણુતા નથી. એ ઋષિકુમાર નથી,' રાજાએ તેના ઉત્તરમાં કહ્યું, 'બાલકનો આકાર અને કામ જોઇને જણાય છે કે તે ઋષિકુમાર નથી, પણ આ ઠેકાણે ઋષિકુમાર વિના બીજા બાલકનો સમાગમ અસંભવ સમજીને મેં તેને ઋષિકુમારના નામથી બોલાવ્યો છે.'

આમ કહીને રાજાએ તે બાલકના હાથમાં પકડેલા સિંહના બચ્ચાને છોડાવ્યું, અને સ્પર્શસુખ અનુભવીને મનમાંને મનમાં કહેવા લાગ્યો, 'પરાયા પુત્રના શરીરને સ્પર્શ કર્યાથી મને જેવું સુખાનુભવ થયું છે, તે જેનો પુત્ર છે, તે માણસને એના શરીરનો સ્પર્શ કર્યાથી અનુપમ સુખાનુભવ થતું હશે, એનો નિર્ણય કરવો મુશ્કેલ છે.'

બાલક ઘણો જ દુરન્ત હોવા છતાં રાજાની આગળ ઘણો જ શાન્ત સ્વભાવનો થયો, એ જોઈ અને બન્નેના ચહેરામાં સરખાપણું જોઇને તાપસી આશ્ચર્ય થઈ. રાજાએ તે બાળકને ક્ષત્રિય સંતાન ધારીને તાપસીને પૂછ્યું; 'જો આ બાળક ઋષિકુમાર નથી તો કિયા ક્ષત્રિયવંશમાં જન્મ્યું છે, તે જાણવાની ઇચ્છા રાખું છું.' તાપસીએ તેના ઉત્તરમાં કહ્યું, 'મહાશય! એ પુરુવંશીય છે.' રાજા આવાં વચન સાંભળીને મનમાં ને મનમાં કહેવા લાગ્યો; 'હું જે વંશમાં જન્મ્યો છું, એનો પણ તે જ વંશમાં જન્મ છે. પુરુવંશીઓની આવી જ રીતિ છે ખરી, તેઓ પહેલાં અશેષ સાંસારિક સુખભોગમાં કાળ ગુમાવ્યા પછી છેવટે સસ્ત્રીક અરણ્યવાસ આશ્રમ કરે છે.'

આ સાંભળીને પછી તાપસીને પૂછ્યું, 'આ દેવભૂમિ છે, મનુષ્યને રહેવાની જગા નથી; એટલા માટે આ બાળક કેવા સંયોગથી અહીં આવ્યું છે?' તાપસીએ તેના જવાબમાં કહ્યું; 'એની માએ અપ્સરા સંબંધમાં અહિં આવીને આ બાળકને જન્મ આપ્યો છે.' રાજા આવાં તાપસીનાં વચનો સાંભળીને મનમાં ને મનમાં કહેવા લાગ્યો, 'પુરુવંશ અને અપ્સરા સંબંધ, આ બે વાક્ય સાંભળ્યાથી, મારા હૃદયમાં ફરી આશાનો સંચાર થાય છે. ગમે તેમ હો, હવે એના પિતાનું નામ પૂછું, તેથી સંદેહનું ભંજન થશે.'

આવું નક્કી કરીને તેણે તાપસીને ફરી પૂછ્યું. 'આપ શું કહી શકશો, કે આ બાળક પુરુવંશીય કિયા રાજાનો પુત્ર છે?' આ સાંભળીને તાપસી બોલી, 'મહારાય! કોઈ પણ તે ધર્મપત્નીપરિત્યાગી પાપાત્માનું નામ કહેશે નહિ.' રાજા આ સાંભળીને મનમાં ને મનમાં કહેવા લાગ્યો, 'આ વચન મને જ લક્ષીને છે. ઠીક, એની માનું નામ પૂછવું, એટલે બધો સંદેહ દૂર થશે; અથવા પરસ્ત્રી સંબંધી કંઈ પણ વાત પૂછવી ન જોઇએ. જ્યારે મોહાન્ધમાં આવીને સ્વહસ્તે આશાલતાનું મૂલચ્છેદ કર્યું છે, ત્યારે તે આશાલતાને વૃથા પુનઃજીવિત કરવાનો યત્ન કરી, અંતે હું કેવળ સમાધિક ખેદ પામીશ. એટલા માટે આમ કરવું કામનું નથી.'

રાજા મનમાં ને મનમાં આવો તર્કવિતર્ક કરે છે, એટલામાં બીજી તાપસી ઝુંપડીમાંથી માટીનો મોર લાવીને બોલી, 'બેટા! શકુન્તલાવણ્ય જો.' આ વાકયમાં શકુન્તલા શબ્દ સાંભળીને બાલકે કહ્યું, 'કિયાં છે મારી મા?' આ સાંભળીને તાપસી બોલી, 'નહિ બેટા! તારી મા અહિંયાં આવી નથી. મેં તને શકુન્તનું લાવણ્ય એટલે પક્ષીનું લાવણ્ય જોવાને કહ્યું છે,' એમ કહીને રાજાને કહ્યું, 'મહાશય! આ બાળકે જન્મથી માના શિવાય બીજા કોઇને જોયું નથી. નિત્ય માતાની પાસે રહે છે, એ વાસ્તે તે અત્યંત માતૃવત્સલ છે. શકુન્તલાવણ્ય શબ્દમાં જનનીનો

નામાક્ષર સાંભળીને એને માં યાદ આવી. એની જનનીનું નામ શકુન્તલા છે.'

આ સર્વ સાંભળીને રાજા મનમાં ને મનમાં કહેવા લાગ્યો, 'એની માનું પણ નામ શકુન્તલા છે? કેવું આશ્ચર્ય! એક પછી એક સર્વ બનાવ મારા વિષયમાં બને છે! આ સર્વ સાંભળ્યાથી કેવી રીતે મને આશા ન આવે? અથવા હું મૃગતૃષ્ણિકાથી ભ્રાન્ત થયો છું. નામસાદૃશ્ય શ્રવણથી મનમાં વૃથા આટલો તર્કવિતર્ક કરે છે; આવા નામ સાદૃશ્ય સેંકડો હોય છે.'

શકુન્તલાએ ઘણો વખત થયો પુત્રને દીઠો ન હતો. એ વાસ્તે તે ઘણી ઉત્કંઠિત થઇને શોધતી શોધતી એકાએક તે જગ્યાએ આવી પહોંચી. રાજા, વિરહથી સૂકાયલી, ફીકી પડેલી, શકુન્તલાને એકાએક તે જગ્યાએ આવેલી જોઇને આશ્ચર્ય પામીને એકી નજરે તેની તરફ જોવા લાગ્યો, વાક્શક્તિરહિત થઇને ઉભો રહ્યો, એક પણ બોલ બોલી શકયો નહિ. શકુન્તલા પણ અકસ્માત્ રાજાને જોઈ, સ્વપ્નદર્શનવત્ જાણી સ્થિર નયનથી તેની તરફ જોતી રહી તથા નયનયુગલ આંસુઓથી ભર્યાં. બાળક શકુન્તલાને જોઇને 'મા મા' કહીને તેની પાસે ગયો અને પૂછવા લાગ્યો, 'આ શું, એને જોઇને તું શામાટે રડે છે?' આવાં વચન છોકરાનાં સાંભળીને ગદ્ગદ વચનથી બોલી, 'બેટા! આ વાત શા માટે મને પૂછે છે? મારા અદૃષ્ટને પૂછ.'

થોડીકવારે રાજાએ પોતાના મનનો વેગ સમાવીને શકુન્તલાને કહ્યું, 'પ્રિયે! મેં તમારા ઉપર જે અસહ્ય પ્રહાર કર્યો છે, તે જેવો તેવો નથી. તે વેળાએ મારી મતિમાં ફેર પડ્યો હતો, તેમ જ તમારું અપમાન કરીને કાઢી મૂકી હતી. કેટલાક દિવસ બાદ મને સઘળો વૃત્તાંત યાદ આવ્યો, ત્યારથી હું કેવી અશાંતિથી કાળ ગાળું છું, તે મારો અન્તરાત્મા જાણે છે. ફરી તમારું દર્શન થશે, એવી મારી આશા ન હોતી. હવે તમે પાછી ફેરવ્યાનું દુઃખ વિસારી દઇને મારો અપરાધ ક્ષમા કરો.'

રાજા આવું કહીને ઉન્મૂલિત વૃક્ષની પેઠે જમીન ઉપર પડ્યો. આ જોઇને શકુન્તલા ધીરે ધીરે રાજાનો હાથ પકડીને બોલી; 'આર્યપુત્ર! ઉઠો ઉઠો, તેમાં તમારો દોષ નથી. મારા અદૃષ્ટનો દોષ છે. આટલે દિવસે પણ દુઃખિનીને યાદ કરી છે, તેથી મારું સર્વ દુઃખ દૂર થયું છે.' એમ કહેતાં કહેતાં શકુન્તલાની આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી. રાજા જમીન ઉપરથી ઉઠીને આંસુ ભરેલી આંખે કહેવા લાગ્યો, 'પ્રિયે! તમને પાછી ફેરવતી વેળાએ તમારી આંખમાંથી જે આંસુની ધારા નીકળી હતી, તેના ઉપર મેં તે વેળાએ કંઈ પણ વિચાર કર્યો ન હોતો. ત્યાર પછી તે દુઃખથી મારું હૃદય છિન્ન થઈ ગયું છે. હમણા તારી આંખમાંનાં આંસુ લુછીને સર્વ દુઃખ દૂર કરીશ.' એમ કહીને રાજાએ પોતાને હાથે શકુન્તલાની આંખમાંનાં આંસુ લોહ્યાં. તેથી શકુન્તલાનો શોકસાગર વધારે ઉછળ્યો અને બમણા આંખમાંથી આંસુઓ વહેવા માંડ્યાં. ત્યાર પછી દુઃખાવેગ સમાવી, શકુન્તલાએ રાજાને કહ્યું, 'આર્યપુત્ર! તમે આ દુઃખિનીને ફરી યાદ કરશો, એવી હું આશા રાખતી ન હોતી. કેવી રીતે હું તમારી યાદમાં આવી, તેનો વિચાર કર્યાં છતાં તે હું નક્કી કરી શકતી નથી.' આવાં શકુન્તલાનાં વચન સાંભળીને રાજા બોલ્યો, 'પ્રિય! જે વેળાએ તમે મને જે વીંટી દેખાડી શક્યાં ન હોતાં, તે કેટલાક દિવસ પછી મારા હાથમાં આવી, તેથી અથ થી ઇતિ સૂધીનો સઘળો વૃત્તાંત મારા સ્મરણમાં આવ્યો. તે આ વીંટી છે.' એમ કહીને પોતાની આંગળીમાંની વીંટી દેખાડી ને ફરી શકુન્તલાની આંગળીમાં પહેરાવવાનો યત્ન કરવા લાગ્યો. આમ રાજાને વીંટી પહેરાવતો જોઇને શકુન્તલા બોલી, 'આર્યપુત્ર! હવે મને તે વીંટીની જરૂર નથી. એણે મારી ખરાબી કરી છે. એ તમારી આંગળીએ રહેવા દો.'

બન્નેમાં આવી વાતચીત થતી હતી, એટલામાં માતલિ આવી પ્રફુલ્લ વદને બોલ્યો, 'મહારાજ! આટલે દિવસે આપ જે

ધર્મપત્ની સાથે સમાગમવાળા થયા; એથી મને કેટલો આલ્હાદ થયો છે, તેનું વર્ણન કરી શકતો નથી. ભગવાન્ કશ્યપ પણ સાંભળીને ઘણા જ આનંદિત થયા છે. હવે જઇને ભગવાનને મળો. તેઓ આપની વાટ જોતા બેઠા છે. આવાં માતલિનાં વચન સાંભળીને રાજાએ શકુન્તલાને કહ્યું, 'પ્રિય! ચાલો આજે બેઉ જોડે જઇને ભગવાનનાં ચરણદર્શન કરીએ.' આ સાંભળીને શકુન્તલાએ ઉત્તર આપ્યો, 'આર્યપુત્ર! ક્ષમા કરો, હું તમારી જોડે ગુરુજનની પાસે આવી શકતી નથી.' આ સાંભળીને રાજાએ કહ્યું, 'પ્રિય! શુભસમયે સ્ત્રી પુરુષે ગુરુજનની પાસે જવામાં કંઈ દોષ નથી. ચાલો, વિલંબ કરવાનું કામ નથી.'

આમ કહીને રાજા શકુન્તલાને જોડે લઈ, માતલિ પ્રથમ ચાલતો રસ્તો દેખાડવા લાગ્યો. કશ્યપની પાસે બધાં પહોંચ્યાં, ત્યારે તેઓએ જોયું કે, ભગવાન્ અદિતિની જોડે એકાસન ઉપર બેઠા છે. ત્યારે સસ્ત્રીક સાષ્ટાંગ પ્રણામ કરી હાથ જોડીને સામે ઉભા રહ્યા. કશ્યપ, 'વત્સ! ચિરંજીવી થઇને અપ્રતિહત પ્રભાવથી અખંડ ભૂમંડળમાં એકાધિપત્ય કરો,' એમ કહીને આશીર્વાદ દીધો. ત્યાર પછી શકુન્તલાને કહ્યું, 'વત્સે! તારો સ્વામી ઈન્દ્રસદૃશ છે; પુત્ર જયન્ત સદૃશ છે, તેથી તને બીજો શો આશીર્વાદ દઉં. તું શચીસદૃશી થા,' બેઉને આવો આશીર્વાદ દઇને બેસવાને કહ્યું.

સર્વ બેઠા પછી, રાજા હાથ જોડીને વિનયપૂર્વક વચનથી કહેવા લાગ્યો, 'ભગવન્! શકુન્તલા આપના સગોત્ર મહર્ષિ કણ્વની પાળેલી કન્યા છે. મૃગયાપ્રસંગમાં હું તેમના તપોવનમાં જઈ મેં ગાન્ધર્વવિધિ પ્રમાણે એનું પાણિગ્રહણ કર્યું હતું. પછી જ્યારે તે રાજધાનીમાં આવી નહિ ત્યારે મારો એવો તો સ્મૃતિભ્રંશ થયો હતો કે એને હું ઓળખી શક્યો નહિ. ઓળખી નહિ શક્યાથી મેં તેને પાછી વાળી હતી. એથી હું મહાશયની અને મહર્ષિ કણ્વની આગળ મોટો અપરાધી થયો છું. કૃપા કરીને મારો અપરાધ

ક્ષમા કરો. બીજું ભગવાનનો ક્રોધ જાય, તેને માટે આપે ઉપાય કરવો જોઇએ.'

કશ્યપ આ સાંભળીને જરા હસીને બોલ્યા, 'વત્સ તેને માટે તમે કુંઠિત થશો ના. એ વિષયમાં તમારો જરાપણ અપરાધ નથી. શા કારણથી તમારો સ્મૃતિભ્રંશ થયો હતો તે તમે તથા શકુન્તલા જાણતાં નથી. એ વાસ્તે હું તમને સ્મૃતિભ્રંશ થવાનું ખરું કારણ કહું છું. જે શકુન્તલા તે સાંભળશે તો પાછી વાળવાથી થયેલું દુઃખ દૂર થશે.' એમ કહીને, શકુન્તલાને સંબોધીને કહેવા લાગ્યા, 'વત્સે! રાજા તપોવનમાંથી ગયા પછી એક દિવસે તું પતિના વિચારમાં મગ્ન થઇને પર્ણકુટીના દરવાજામાં બેઠી હતી. તે સમયે દુર્વાંસાએ આવીને અતિથિ થવાનું કહ્યું. તું એકી વેળાએ બાહ્યજ્ઞાનશૂન્ય થઈ હતી, તેથી તેમનો સત્કાર અથવા પરોગણાગત કરી શકી નહિ. તેમ તેઓ ક્રોધાયમાન થઇને તને આ શાપ દઇને ચાલ્યા ગયા; **'તું જે વિચારમાં મગ્ન થઇને અતિથિની અવમાનતા કરી છે, તે કદી પણ તને સ્મરણ કરશે નહિ.'** તેં આ શાપ સાંભળ્યો નહિ. પણ તારી સખીઓએ તે સાંભળ્યો હતો, તેથી તેઓ દોડતી જઇને તેમના પગ પકડીને ઘણી વિનતિ કરી. ત્યારે તેમણે કહ્યું કે આ શાપ અન્યથા થનાર નથી. પણ જો કોઈ **અભિજ્ઞાન** એટલે ઇંધાણી દેખાડી શકશે તો સ્મરણ થશે.' ત્યાર પછી રાજાને સંબોધીને કહ્યું, 'વત્સ! દુર્વાંસાના શાપપ્રભાવે તમારો સ્મૃતિભ્રંશ થયો હતો, તેથી તમે એને ઓળખી શકયા નહોતા. શકુન્તલાની સખીની વિનતિથી કંઈ દુર્વાંસા શાન્ત થયાથી અભિજ્ઞાનદર્શન ને શાપમોચનનો ઉપાય નક્કી કરી દીધો હતો, એ વાસ્તે વીંટી જોતાં જ શકુન્તલા વૃત્તાન્ત ફરી તમારી સ્મૃતિમાં આવ્યો.'

દુર્વાંસાનાં શાપ વૃત્તાન્ત સાંભળી, અતિશય હર્ષિત થઇને રાજા બોલ્યો, 'ભગવન્! હમણાં હું સર્વની આગળથી સર્વ અપરાધમાંથી મુક્ત થયો.' શકુન્તલા આ સાંભળીને મનમાં ને મનમાં

કહેવા લાગી, 'આથી જ મારી આવી દશા થઈ હતી; નહિ તો આર્યપુત્ર આવા સરળ હૃદયના થઈ, કેમ મારો અકારણથી પરિ-ત્યાગ કરે ? દુર્વાસાનો શાપ જ મારી ખરાબીનું મૂળ છે. એ વાસ્તે જ તપોવનમાંથી નિકળતી વેળાએ સખીઓએ યત્નપૂર્વક આર્યપુત્રને વીંટી દેખાડવાને કહ્યું હતું. મારા સુભાગ્યે આ વાત સાંભળી, નહિ તો આખી ઉમ્મર સુધી મારા અન્તઃકરણમાં, આર્યપુત્રે અકારણથી મારો પરિત્યાગ કર્યો હતો, એ જાણીને અફસોસ થાત.'

ત્યાર પછી કશ્યપે રાજાને સંબોધીને કહ્યું, 'વત્સ ! તમારે આ પુત્ર સસાગરા સદ્વીપા પૃથ્વીનો અદ્વિતીય અધિપતિ થશે અને આખા ભુવનનો ભર્તા થઇને ઉત્તરકાળે ભરત નામથી પ્રસિદ્ધ થશે.' આ સાંભળીને રાજાએ કહ્યું, 'ભગવન્ ! આપે, જ્યારે આ બાળકનો સંસ્કાર કર્યો છે, ત્યારે તેમ ન થાય, એ અસંભવ છે.' અદિતિએ કહ્યું, 'અવિલંબે કણ્વ અને મેનકાને આ ખબર પહોંચાડવી જોઇએ.' તે પ્રમાણે બે શિષ્યને બોલાવી કણ્વ અને મેનકાને ખબર આપવા મોકલ્યા, અને રાજાને કહ્યું, 'વત્સ ! ઘણા દિવસથી તમે રાજધાનીમાંથી આવ્યા છો, એટલા માટે હવે વિલંબ ન કરતાં, દેવરથમાં ચઢીને પત્નીપુત્ર જોડે જાવ !' આ સાંભળીને રાજાએ કહ્યું, 'જેવી મહાશયની આજ્ઞા,' એમ કહી, પ્રણામ અને પ્રદક્ષિણા કરીને સસ્ત્રીક સપુત્ર રથમાં બેઠા અને પોતાની રાજધાનીમાં આવીને પરમ સુખથી રાજ્ય ચલાવવા અને પ્રજાપાલન કરવા લાગ્યા.

